# કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ

## સંક્ષિપ્ત ઐતિહાસિક રૂપરેખા



# કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ

## સંક્ષિપ્ત ઐતિહાસિક રૂપરેખા

સંકલન : સોબોલેવ, શીરિન્યા, ફીર્સોવ



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

## અનુક્રમણિકા

## આમુખ

લેનિનની પહેલકદમીના પરિણામે ૧૯૧૯માં સ્થાપવામાં આવેલી અને તેમની પ્રત્યક્ષ સામેલગીરીનું લક્ષણ ધરાવતી કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ જગતના ક્રાંતિકારી આંદોલનના ઈતિહાસમાં અસાધારણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

કામદાર વર્ગનાં હિતો તથા સમાજવાદના ધ્યેયને છેહ દેનારા સામાજિક-અંધરાષ્ટ્રવાદ તથા દરેક છાપના સુધારાવાદ સામેના કટ્ટર સંઘર્ષ દરમિયાન ઉગમ પામેલી કોમિન્ટર્ને વિશ્વ કામદાર વર્ગીય પરંપરાઓને વારસામાં મેળવી તથા વિકસાવી હતી. કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સના માર્ગદર્શન હેઠળ કાર્ય કરી ચૂકેલ 'સામ્યવાદી સંઘ' તથા પ્રથમ ઈન્ટરનેશનલની તે ઐતિહાસિક અનુગામી હતી, અને બીજી ઈન્ટરનેશનલનાં ઉત્તમ લક્ષણો તેમાં સમાવી લેવામાં આવ્યાં હતાં.

કોમિન્ટર્નની મહાન ઐતિહાસિક સેવા એ હકીકતમાં સમાયેલી છે કે વર્ગ લડાઈઓના વધારેમાં વધારે તણાવભર્યા ગાળામાં જ્યારે સામાજિક-લોકશાહીવાદી આંદોલન ભ્રષ્ટ બનીને તકવાદમાં સરી પડ્યું હતું ત્યારે તે વિશ્વનાં ક્રાંતિકારી બળોનું જોશીલું વડું મથક બની રહી હતી. પા સદી સુધી તે સામ્રાજ્યવાદની વિરુદ્ધ અને શાંતિ, લોકશાહી, તથા સમાજવાદ માટેની સર્વહારા વર્ગ તેમ જ બીજા બધા કામગાર લોકોની વર્ગ લડાઈઓમાં મોખરાની હરોળમાં ખડી રહી હતી.

કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલે સર્વહારા વર્ગની ક્રાંતિકારી પાર્ટીઓનું, નવા પ્રકારની પાર્ટીઓનું, વૈચારિક તથા રાજકીય તાલીમ અને સંગઠનાત્મક એકતા ધરાવતી પાર્ટીઓનું, અત્યંત અટપટા ઐતિહાસિક સંજોગોમાં લોકસમુદાયોને વર્ગસંઘર્ષમાં દોરવણી આપવા શકિતમાન પાર્ટીઓનું, સર્જન કર્યું. કોમિન્ટર્ને માર્ક્સ અને એંગેલ્સની પરંપરાઓ તેમ જ બોલ્શેવિઝમની

પરંપરાઓ ચાલુ રાખી, અને માર્ક્સવાદ-લેનિનવાદ તથા આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનનો સમન્વય સાધ્યો. સમકાલીન સામ્યવાદી આંદોલનનાં ઉગમસ્થાનોએ ખડી રહીને તેણે રશિયાની ઑકટોબર ક્રાંતિથી આરંભ પામેલા યુગમાં સર્વહારા ક્રાંતિકારી રણનીતિ તથા કાર્યનીતિના મૂળભૂત સિદ્ધાંતો વિગતવાર ઘડી કાઢયા.

કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલે પા સદી સુધી વિશ્વ સામ્યવાદી આંદોલનની આગેવાની કરીને તેની એકતા તથા સુગ્રથિતતા સુનિશ્ચિત રાખી, અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓને માર્ક્સવાદ-લેનિનવાદ તેમ જ સર્વહારા આંતરરાષ્ટ્રવાદની ભાવનાની કેળવણી આપવામાં ફાળો આપ્યો. કોમિન્ટર્ન તથા તેના વિભાગોએ કામદાર વર્ગ અને કામગાર લોકોના અન્ય હિસ્સાઓની વચ્ચે ઐક્ય વિસ્તારવાની અણથક જહેમત કરી. કોમિન્ટર્ને આપણા યુગનાં તમામ ક્રાંતિકારી બળોને વિશ્વ સામ્રાજ્યવાદની વિરુદ્ધ લક્ષ્યાંકિત એક જ પ્રવાહમાં સંમિલિત કરવાના સુસંગત પ્રયાસો કર્યા.

કોમિન્ટર્ને વિશ્વ સર્વહારા વર્ગના અનુભવ ભંડોળનો સાર સર્જનાત્મક રીતે તારવ્યો, તેની ક્રાંતિકારી પરંપરાઓને વિકસાવી તથા વધારે સમૃદ્ધ બનાવી, અને સોવિયેત સંઘમાં સમાજવાદના નિર્માણમાં મહાન સિદ્ધિઓની સહાય વડે માર્ક્સવાદ-લેનિનવાદની વિશુદ્ધતાનું દૃઢતાથી રક્ષણ કર્યું. તેણે સમાજના ક્રાંતિકારી રૂપાંતર માટે અખંડ તથા સર્વાંગી કાર્યક્રમ વિગતવાર ઘડી કાઢયો, અને ઑકટોબર ક્રાંતિથી આરંભ પામેલા યુગમાં પ્રજાઓનો સમાજવાદનો માર્ગ નિર્દેશિત કર્યો.

ઑકટોબર ક્રાંતિના સખત કસોટીના જમાનામાં, વિશ્વ સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચે ક્રાંતિકારી ઝપાઝપીઓના ગાળામાં, ઉગમ પામેલું સમકાલીન સામ્યવાદી આંદોલન કોમિન્ટર્નની આગેવાની હેઠળ વૈચારિક, રાજકીય, તથા સંગઠનાત્મક શકિત પ્રાપ્ત કરતું ગયું. કોમિન્ટર્નની લેનિનવાદી પરંપરાઓને ચાલુ રાખતું અને વિકસાવતું એ આંદોલન સમર્થ જોશીલા પરિબળમાં વિકાસ પામ્યું છે અને ખરેખર વિશ્વવ્યાપી બની ગયું છે.

## કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની સ્થાપના

નવા પ્રકારની ક્રાંતિકારી પાર્ટીઓનું સંગઠન કરવાની અને તેઓને કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલમાં એકતાબદ્ધ કરવાની ઐતિહાસિક આવશ્યકતા સામ્રાજ્યવાદના તથા સર્વહારા ક્રાંતિઓના યુગમાં સર્વહારાઓના વર્ગસંઘર્ષમાંથી પરિણમી હતી. નવી, ખરેખરી ક્રાંતિકારી, ઈન્ટરનેશનલ સ્થાપવાનો ખ્યાલ સૌપ્રથમ લેનિને અને બોલ્શેવિકોએ પહેલા વિશ્વયુદ્ધના છેક આરંભમાં, બીજી ઈન્ટરનેશનલના પતન પછી, સૂચવ્યો હતો.

બીજી ઈન્ટરનેશનલમાં તકવાદ વધારે ને વધારે વર્ચસ્વી બની રહ્યો હતો, અને સામ્રાજ્યવાદી વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યા પછી તેનું પરસ્પર વિરોધી જૂથોમાં વિઘટન થઈ ગયું. દરેક જૂથ "પોતાના" દેશના મૂડીદાર વર્ગની ખુલ્લંખુલ્લા તરફેણ કરવા લાગ્યું. બીજી ઈન્ટરનેશનલની સાથે જોડાયેલી મોટા ભાગની પાર્ટીઓએ સામાજિક-અંધરાષ્ટ્રવાદનું ધોરણ અખત્યાર કરી લીધું, એટલે કે તેઓએ યુદ્ધમાં સામ્રાજ્યવાદી સરકારોનું સમર્થન કર્યું અને કામદાર વર્ગનાં તથા તમામ કામગાર લોકોનાં હિતોને છેહ દીધો. એથી બીજી ઈન્ટરનેશનલ વૈચારિક તથા સંગઠનાત્મક દૃષ્ટિએ તદ્દન ભાંગી પડી અને આંતરરાષ્ટ્રીય સર્વહારા સંગઠન તરીકે ખતમ થઈ ગઈ. સામ્યવાદ-વિરોધીઓ દાવો કરે છે કે બીજી ઈન્ટરનેશનલમાં બોલ્શેવિકોએ તથા લેનિને ફૂટ પાડી હતી, પરંતુ એ વાત ખરી નથી. બીજી ઈન્ટરનેશનલમાં ફૂટ પાડવાનું કામ તો કામદાર વર્ગને છેહ દેનારા અને એ રીતે આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની એકતાને ખતમ કરી નાખનારા તકવાદીઓએ, સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓએ, કર્યું હતું.

વિશ્વ સર્વહારા આંદોલને પસંદગી કરી લેવાની હતી કે ઐતિહાસિક રીતે આવશ્યક ક્રાંતિકારી લક્ષ્યોને તજી દઈને મૂડીદાર વર્ગની જોડે સમાધાન

કરી લેવું અથવા સામાજિક-અંધરાષ્ટ્રવાદથી મક્કમપણે અલગ થઈ જઈને એવા નવા આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી સંગઠનનું સર્જન કરવું કે જે સર્વહારાઓનાં વર્ગહિતોનું રક્ષણ કરવા તથા કામદાર વર્ગના મહાન ગુરુઓ માર્ક્સ અને એંગેલ્સે શરૂ કરેલી પરંપરાઓને ચાલુ રાખવા શકિતમાન હોય.

માર્ક્સવાદનો તથા સર્વહારા મુકિતનો તેમ જ આંતરરાષ્ટ્રીય સર્વહારા ઐક્યનો દ્રોહ કરનારી બીજી ઈન્ટરનેશનલના પતનથી ક્રાંતિકારી માર્ક્સવાદીઓની સમક્ષ નવી ક્રાંતિકારી ઈન્ટરનેશનલની સ્થાપનાનું તાકીદનું કર્તવ્ય ઉપસ્થિત થયું.

નવા પ્રકારના આંતરરાષ્ટ્રીય સર્વહારા સંગઠનના સર્જન માટે આવશ્યક ગહન વસ્તુગત તથા ભાવગત સંજોગો એ વખત સુધીમાં સામ્રાજ્યવાદના આંતરવિરોધોના તીવ્રીકરણના પરિણામે તથા સર્વહારા વર્ગસંઘર્ષના વિકાસના પરિણામે પરિપકવ બની ચૂક્યા હતા. નિર્ણાયક આવશ્યક સંજોગ એ હતો કે મૂડીવાદની સામાન્ય કટોકટી તથા સર્વહારા ક્રાંતિઓના યુગનો આરંભ થઈ ગયો હતો. મૂડીવાદને ઉથલાવી પાડવા માટેના સંઘર્ષનાં મહાન કર્તવ્યો રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય લક્ષ્યોને સિદ્ધ કરવા માટે આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગનાં તમામ ક્રાંતિકારી બળોની એકતાનો તકાદો કરતાં હતાં. સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ તથા મધ્યમપંથીઓથી મક્કમપણે અલગ થઈ જવાની, સુધારાવાદના સિદ્ધાંત તથા અમલનો સામનો ખરા ક્રાંતિકારી સિદ્ધાંત તથા અમલ વડે કરવાની, આવશ્યકતા અગાઉ કદી નહોતી એટલી તાકીદની બની ગઈ. ઐતિહાસિક દૃષ્ટિએ એવા આંતરરાષ્ટ્રીય સામ્યવાદી સંગઠનનું સર્જન આવશ્યક બની ગયું કે જે આખી દુનિયાના ક્રાંતિકારી સર્વહારા વર્ગનાં બળોની એકતા સાધી શકે, બધા દેશોની સર્વહારા વર્ગીય અગ્રિમ હરોળોને વૈજ્ઞાનિક સિદ્ધાંત તથા કાર્યનીતિનાં હથિયારો વડે સુસજ્જિત બનાવી શકે, અને એ ક્રાંતિકારી અગ્રિમ હરોળોનાં કદમોનો સમન્વય સમગ્ર દુનિયાના પાયા પર સાધી શકે.

લેનિને અને બોલ્શેવિકોએ ઘડી કાઢેલા સામ્યવાદી આંદોલનના વૈચારિક, કાર્યનીતિ સંબંધી, તથા સંગઠનાત્મક સિદ્ધાંતોએ નવા આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી સર્વહારા સંગઠનના સર્જન માટેના મુખ્ય આવશ્યક સંજોગોમાંનો એક પૂરો પાડ્યો. લેનિને વિવિધ છાપછાપના તકવાદની વિરુદ્ધ ભીષણ સંઘર્ષ દરમિયાન કેવળ રશિયાના જ નહિ પરંતુ આખી દુનિયાના ક્રાંતિકારી કામદાર વર્ગના સંઘર્ષના અનુભવમાંથી નવા નિષ્કર્ષો તારવીને માર્ક્સવાદને વિકસાવ્યો તથા અધિક સમૃદ્ધ બનાવ્યો. 'સામ્રાજ્યવાદ — મૂડીવાદની સર્વોચ્ચ કક્ષા'

(૧૯૧૪), 'યુરોપનાં સંયુક્ત રાજ્યોનું સૂત્ર' (૧૯૧૫), તથા 'સર્વહારા ક્રાંતિનો લશ્કરી કાર્યક્રમ' (૧૯૧૬) નામક પુસ્તકોમાં, રાષ્ટ્રોના સવાલ તથા જમીનના સવાલ સંબંધી લેખોમાં, અને બીજી ઘણી કૃતિઓમાં લેનિને વર્ગસંઘર્ષ તથા સમાજવાદી ક્રાંતિના માર્ક્સવાદી સિદ્ધાંતને વિકસાવીને સામ્રાજ્યવાદના યુગમાં લાગુ કર્યો.

લેનિને કામદાર વર્ગ તથા કિસાનપ્રજા વચ્ચે મજબૂત એકસંપીની આવશ્યકતા વિશે, લોકશાહીવાદી ક્રાંતિના સમાજવાદી ક્રાંતિમાં વિકાસ વિશે, ક્રાંતિકારી સંઘર્ષમાં લોકશાહીવાદી માંગોના મહત્ત્વ વિશે, અને સમાજવાદ માટેના સંઘર્ષ તથા રાષ્ટ્રીય મુક્તિ આંદોલન વચ્ચેના જોડાણ વિશે મૂળભૂત નિષ્કર્ષો તારવ્યા. તેમણે નિર્દેશ કર્યો કે ઉન્નત દેશોમાં મૂડીદાર વર્ગની સામે ચાલતો સર્વહારા વર્ગનો ક્રાંતિકારી સંઘર્ષ પીડિત દેશોમાંનાં લોકશાહીવાદી તથા ક્રાંતિકારી રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોની આખી હારમાળાની જોડે સંમિલિત થઈ જશે. તેમણે યુદ્ધ, રાજ્ય, અને સર્વહારા વર્ગીય પાર્ટી તથા તેની ભૂમિકાના માર્ક્સવાદી સિદ્ધાંતને પણ વિકસાવ્યો.

લેનિને કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની રચનાના પ્રચંડ કાર્યનો આરંભ પ્રથમ વિશ્વયુદ્ધ હજી ચાલી રહ્યું હતું ત્યારે જ આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની અંદર ક્રાંતિકારી પાંખની જમાવટથી કર્યો. સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ સામેની તથા મધ્યમપંથીઓ, એ છૂપા તકવાદીઓ, સામેની લડાઈમાં તેમણે બોલ્શેવિકોની નજીક ખેંચાઈ રહેલા આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની અંદર આંતરરાષ્ટ્રવાદી જૂથોને એકત્રિત કર્યાં. ઝીમ્મરવાલ્ડ સંમેલનમાં (સપ્ટેંબર, ૧૯૧૫) તથા કિન્તાલ સંમેલનમાં (એપ્રિલ, ૧૯૧૬) લેનિનની આગેવાની હેઠળ ઉદ્દામ આંતરરાષ્ટ્રવાદીઓએ કામગાર લોકોને યુદ્ધમાંથી બહાર નીકળવાનો ક્રાંતિકારી માર્ગ બતાવતો જોશીલો કાર્યક્રમ રજૂ કર્યો. સામ્રાજ્યવાદી યુદ્ધ તથા મૂડીવાદની વિરુદ્ધ ક્રાંતિકારી સંઘર્ષનાં કર્તવ્યોની સાથે ગાઢ રૂપે સંકળાયેલા ઉદ્દામ આંતરરાષ્ટ્રવાદીઓએ સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ કે મધ્યમપંથીઓ વગરની નવી ઈન્ટરનેશનલની સ્થાપનાનો સવાલ ઉઠાવ્યો.

ક્રાંતિકારી સંઘર્ષ જેમ જેમ વિકાસ પામતો ગયો તેમ તેમ ઘણા દેશોમાં કામદાર વર્ગીય આંદોલનની અંદર આંતરરાષ્ટ્રીય જૂથો વધારે મજબૂત બનતાં ગયાં. લેનિન તેમને ઉદય પામી રહેલી કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલનાં તત્ત્વો તરીકે ગણાવ્યાં.

સામ્રાજ્યવાદી યુદ્ધ દરમિયાન મૂડીવાદના સઘળા આંતરવિરોધોના અત્યંત તીવ્રીકરણના પરિણામે થયેલી મહાન ઑકટોબર સમાજવાદી ક્રાંતિએ માનવજાતિના ઈતિહાસમાં નવા યુગનો, સર્વહારા ક્રાંતિઓના તથા રાષ્ટ્રીય મુકિત આંદોલનોની જબ્બર આગેકૂચના યુગનો, માનવજાતિની સમાજવાદની દિશામાં પ્રગતિના યુગનો, આરંભ કર્યો.

ઑક્ટોબર ક્રાંતિએ દુનિયામાં ક્રાંતિકારી કામદાર વર્ગીય તથા રાષ્ટ્રીય મુકિત આંદોલનોનો પ્રચંડ જુવાળ પેદા કર્યો. એ જુવાળની અત્યંત મહત્ત્વની ઘટનાઓમાં ફિનલૅંડની કામદાર ક્રાંતિ (જાન્યુઆરી, ૧૯૧૮), ઑસ્ટ્રો-હંગેરીમાં મૂડીવાદી-લોકશાહી ક્રાંતિ અને એ સામ્રાજ્યના પીડિત પ્રજાઓના વસવાટના પ્રદેશોમાં મુકિત સંઘર્ષ (૧૯૧૮ના અંતમાં), તેમ જ જર્મનીની નવેંબર ક્રાંતિ (નવેંબર, ૧૯૧૮) વગેરે સામેલ છે.

રશિયામાં સોવિયેત સત્તાના દૃઢીકરણથી અને મૂડીવાદી દુનિયામાં વર્ગસંઘર્ષની જોરદાર આગેકૂચથી વિશ્વ સર્વહારા ક્રાંતિને ઝડપી પ્રવેગ મળ્યો. ક્રાંતિના વિકાસથી ગભરાઈ ગયેલા સામ્રાજ્યવાદી મૂડીદારોએ પોતપોતાના દેશોમાં તેમ જ સોવિયેત રશિયામાં સર્વહારા ક્રાંતિને કચડી નાખવાના ઝનૂની પ્રયાસો કર્યા. તેમણે સોવિયેત રશિયામાં આંતરવિગ્રહનું કારસ્તાન કર્યું અને હથિયારબંધ દખલબાજી કરી. મૂડીવાદની ઉપર હલ્લાના ગાળાનો આરંભ, વર્ગ લડાઈઓમાં આવેલી અપૂર્વ ઉગ્રતા, અને સમાજવાદ માટેના સંઘર્ષનાં પ્રચંડ કર્તવ્યોના સંજોગોએ ક્રાંતિકારી કામદારો માટે આવશ્યક બનાવી દીધું કે તેઓ સામાજિક-લોકશાહીવાદી આંદોલન સાથેના સંગઠનાત્મક સંબંધો તત્કાળ તોડી નાખે કારણ કે સામાજિક-લોકશાહીવાદી આંદોલનના નેતાઓ કામદારોનો વિશ્વાસઘાત તથા દ્રોહ કરી રહ્યા હતા, કામદારોને ક્રાંતિકારી સંઘર્ષ લડતા અટકાવી રહ્યા હતા, અને વર્ગસંઘર્ષ વધારેમાં વધારે ઉગ્રતાની કક્ષાએ પહોંચી ગયો હતો ત્યારે સર્વહારા ક્રાંતિઓને રૂંધી નાખવાનાં કૃત્યો વારંવાર કરતા રહ્યા હતા. કામદારોની ક્રાંતિકારી મોખરાની હરોળો તરીકે કોમ્યુનિસ્ટ પાર્ટીઓની સ્થાપના સામાજિક-અંધરાષ્ટ્રવાદ તથા મધ્યમપંથથી મક્કમપણે અલગ થઈ જવાના કદમ મારફત જ થઈ શકે એમ હતી.

મૂડીવાદી દેશોમાં પ્રથમ કોમ્યુનિસ્ટ પાર્ટીઓ ૧૯૧૮ની ક્રાંતિકારી લડાઈઓ દરમિયાન ફિનલૅંડ, ઑસ્ટ્રિયા, આર્જેન્ટીના, નેધરલૅંડ્ઝ, હંગેરી, પોલૅંડ, જર્મની, તથા બીજા કેટલાક દેશોમાં અસ્તિત્વમાં આવી. એથી સાબિત થઈ ગયું કે કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ વાસ્તવમાં આકાર ધારણ કરવા

લાગી હતી. માર્ક્સવાદ-લેનિનવાદ નવી ઈન્ટરનેશનલનો સૈદ્ધાંતિક, વૈચારિક તથા કાર્યનીતિ સંબંધી પાયો હતો.

લેનિને કોમ્યુનિસ્ટ પાર્ટીઓના મૂળભૂત સિદ્ધાંતો ઘડી કાઢયા. ક્રાંતિકારી અનુભવના સંચયની સાથે સાથે તેમ જ ઐતિહાસિક પરિસ્થિતિમાં થતાં પરિવર્તનોની સાથે સાથે વિકાસ પામતા તથા સમૃદ્ધ બનતા જતા એ સિદ્ધાંતોનુ મહત્ત્વ આજ સુધી જળવાઈ રહ્યું છે.

લેનિને સામ્યવાદીઓને નવા ઐતિહાસિક યુગમાં, સામ્રાજ્યવાદના યુગમાં, સમાજના વિકાસનાં વિશિષ્ટ લક્ષણોનું જ્ઞાન આપીને, એ યુગમાં ક્રાંતિકારી સંઘર્ષના વિશિષ્ટ વસ્તુગત તથા ભાવગત સંજોગોની સમજ આપીને, સુસજ્જિત બનાવ્યા.

લેનિને નવા ઐતિહાસિક અનુભવનું તારણ કાઢીને અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગના સંઘર્ષનો તેમ જ રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોનો અભ્યાસ કરીને માર્ક્સવાદને સર્જનાત્મક રીતે વિકસાવ્યો તથા સમૃદ્ધ બનાવ્યો અને તેની ઉન્નતિ સાધીને તેને નવી ઊંચી કક્ષાએ પહોંચાડયો.

લેનિનવાદી સિદ્ધાંતના નીચે મુજબનાં પાસાં કોમિન્ટર્નની પ્રવૃત્તિ માટે, કોમ્યુનિસ્ટ પાર્ટીઓની નીતિ તેમ જ રણનીતિ તથા કાર્યનીતિ માટે, ભારે મહત્ત્વનાં હતાં:

—મૂડીવાદની સર્વોચ્ચ તથા અંતિમ કક્ષા તરીકે, સમાજવાદી ક્રાંતિની પૂર્વવેળા તરીકે, સામ્રાજ્યવાદનું ગહન તથા સર્વાંગી પૃથક્કરણ;

—બે પરસ્પર વિરોધી પદ્ધતિઓ, મૂડીવાદ અને સમાજવાદ, વચ્ચેના સંઘર્ષનું અને મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણનું નવા યુગની મુખ્ય પરિઘટના તરીકેનું પૃથક્કરણ;

—સામ્રાજ્યવાદના યુગમાં વિશ્વ સમાજવાદી ક્રાંતિના નિયમો તથા લાક્ષણિક વિશિષ્ટતાઓનું વૈજ્ઞાનિક રીતે પ્રતિપાદન; એક જ દેશમાં સમાજવાદનો વિજય શક્ય છે એવો નિષ્કર્ષ; મૂડીવાદી-લોકશાહી ક્રાંતિના સમાજવાદી ક્રાંતિમાં વિકાસ અંગેનાં, ક્રાંતિની વિવિધ કક્ષાઓએ સર્વહારા વર્ગના સંગાથીઓ અંગેનાં, અને વિશ્વ સર્વહારા ક્રાંતિના વિકાસમાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલનના મહત્ત્વ અંગેનાં વિધાનો;

—મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના માર્ગો તથા નિયમો, સંક્રમણાત્મક ગાળામાં સર્વહારા રાજ્યની ભૂમિકા અને તેનાં રૂપોની

અનેકવિધતા, સર્વહારા વર્ગની સરમુખત્યારીનું સારતત્ત્વ, તેનું ક્રિયાતંત્ર, અને સમાજવાદી લોકશાહી.

લેનિને વિશ્વ સમાજવાદી ક્રાંતિની રણનીતિ તથા કાર્યનીતિનું સૈદ્ધાંતિક નિરૂપણ કર્યું અને તેના વાસ્તવિક પાયા નાખ્યા; તેમણે કોમ્યુનિસ્ટ પાર્ટીઓને રણનીતિ તથા કાર્યનીતિ ઘડી કાઢવાની કાર્યરીતના, વિવિધ દેશોમાં એ નીતિઓની વિધવિધતા નિર્ધારિત કરવાની તથા સંઘર્ષમાં નવી કક્ષાઓના ઉદયના આધારે તેમ જ નવા ઐતિહાસિક સંજોગોના ઉદ્‌ગમના આધારે એ નીતિઓમાં પરિવર્તનો કરવાની કાર્યરીતના, જ્ઞાન વડે સુસજ્જિત બનાવી.

વિશ્વ સર્વહારા વર્ગના મહાન ગુરુ તથા નેતાએ રશિયામાંની તેમ જ આખી દુનિયામાંની ક્રાંતિકારી લડાઈઓના અનુભવના આધારે પાર્ટી સંબંધી માર્ક્સવાદી સિદ્ધાંતને સમૃદ્ધ બનાવ્યો, નવા યુગમાં તેના વિનિયોગનું વિશિષ્ટ નિરૂપણ કર્યું, અને કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલના સંગઠન સિદ્ધાંતો ઘડી કાઢ્યા. તેમાં સૌથી મહત્ત્વના સિદ્ધાંતો આ મુજબ હતા: લોકશાહીવાદી કેંદ્રવાદ કે જે કોમ્યુનિસ્ટ પાર્ટીઓના નિર્ધારની એકતા તથા કદમોની એકતાને તેમ જ તેમની પ્રવૃત્તિ, પહેલકદમી, તથા સ્વતંત્રતાના અત્યધિક વિકાસને સુનિશ્ચિત બનાવે છે; કોમ્યુનિસ્ટોની સભાનતા ઉપર, અગ્રિમ હરોળની લોકસમુદાયોનાં હિતોને વ્યકત કરવાની શકિત ઉપર, આધારિત પાર્ટી શિસ્ત; **આંતરરાષ્ટ્રવાદ** કે જેમાં ક્રાંતિકારી સંઘર્ષનાં સહિયારાં કર્તવ્યો સિદ્ધ કરવાની કામગીરી દરમિયાન ક્રાંતિકારી સર્વહારા શિસ્ત તથા સ્વશિસ્તનો, દરેક પાર્ટી તરફથી રાષ્ટ્રીય માળખાની અંદર પોતાની પ્રવૃત્તિની સફળતા સંબંધી તેમ જ સામ્યવાદી આંદોલનના ભવિષ્ય સંબંધી પોતાની ઐતિહાસિક જવાબદારીના પૂરા સભાન સ્વીકારનો, અને અમુક સંજોગોમાં અધિકતમ કાર્યક્ષમ તથા કારગત રૂપોમાં પરસ્પર ક્રાંતિકારી સહાયનો સમાવેશ થાય છે.

લેનિને, બોલ્શેવિકોએ, ઘડી કાઢેલા સામ્યવાદી આંદોલનના વૈચારિક તથા કાર્યનીતિ સંબંધી સિદ્ધાંતોએ કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની ફળદાયક ક્રાંતિકારી પ્રવૃત્તિ માટે સંગીન પાયાનું સર્જન કર્યું.

કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની સ્થાપના ૧૯૧૯ના માર્ચની બીજીથી છઠ્ઠી તારીખ સુધી મોસ્કોમાં ભરાયેલી પ્રથમ કોંગ્રેસમાં, બંધારણ કોંગ્રેસમાં, થઈ હતી. તેમાં ૩૫ સર્વહારા સંગઠનોના ડેલિગેટોએ ભાગ લીધો હતો — ઑસ્ટ્રિયા, બલ્ગારિયા, ગ્રેટ બ્રિટન, હંગેરી, જર્મની, નેધરલેંડ્ઝ, નોર્વે, પોલેંડ, રુમાનિયા, સોવિયેત રશિયા, ફિનલેન્ડ, ફ્રાંસ, ઝેકોસ્લોવાકિયા, સ્વિટ્ઝરલેન્ડ,

સ્વિડન, યુગોસ્લાવિયા, અમેરિકા, ઈરાન, ચીન, કોરિયા, તુર્કી, તથા અન્ય દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓ, કોમ્યુનિસ્ટ જૂથો, અને ઉદ્દામ સમાજવાદી પાર્ટીઓ તથા જૂથોના ડેલિગેટોએ ભાગ લીધો હતો. છેક આરંભથી જ મહાન લેનિનનું માર્ગદર્શન ધરાવતી કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની સ્થાપના જાતિઓ કે પ્રજાઓના કશા ભેદભાવ વગર સઘળા દેશોના ક્રાંતિકારી સર્વહારાઓના સંગઠન તરીકે, સમગ્ર પીડિત માનવજાતિની મુક્તિ માટેના સંઘર્ષના સંગઠન તરીકે, કરવામાં આવી હતી.

કોંગ્રેસમાં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલનો કાર્યક્રમ, સામ્રાજ્યવાદ સંબંધી લેનિનવાદી સિદ્ધાંત તેમ જ સમાજવાદી ક્રાંતિ સંબંધી લેનિનવાદી સિદ્ધાંત ઉપર આધારિત કાર્યક્રમ, ચર્ચાવિચારણા કરીને અપનાવવામાં આવ્યો. કાર્યક્રમમાં જણાવવામાં આવ્યું હતું કે "નવા યુગનો ઉદય થયો છે, મૂડીવાદના વિઘટનના તથા તેના આંતરિક ભંજનના યુગનો, સર્વહારાઓની સામ્યવાદી ક્રાંતિના યુગનો, ઉદય થયો છે."* કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલે સામ્રાજ્યવાદની વિરુદ્ધ સંઘર્ષ લડતી સંસ્થાનોની શોષિત પ્રજાઓને મક્કમ ટેકો ઘોષિત કર્યો.

મૂડીવાદી લોકશાહી અને સર્વહારા વર્ગની સરમુખત્યારી સંબંધી લેનિનની થિસિસો તથા રિપોર્ટ કોંગ્રેસની કારવાઈઓમાં કેંદ્રીય સ્થાને રહ્યાં હતાં. તેમાં સઘળા દેશોના ક્રાંતિકારી કામદારો સમક્ષ ઉપસ્થિત પાયાનો સવાલ—મૂડીદાર વર્ગની સરમુખત્યારીની સામે સર્વહારા વર્ગની સરમુખત્યારીની રજૂઆત કરવાની આવશ્યકતાનો સવાલ—સ્પષ્ટ રૂપે ઉઠાવવામાં આવ્યો હતો અને તેનું બારીક પૃથક્કરણ કરવામાં આવ્યું હતું. ઉગ્ર ક્રાંતિકારી કટોકટીના સમયે કામદાર વર્ગીય આંદોલનની અંદર સુધારાવાદી અને ક્રાંતિકારી વહેણોની વચ્ચે જે સવાલ અંગે ફૂટ પડી હતી તે સવાલ આવો હતો—સર્વહારા વર્ગે પોતાની સરમુખત્યારી સ્થાપવાની જહેમત કરવી જોઈએ કે નહિ.

લેનિને ભારપૂર્વક જણાવ્યું કે સામ્યવાદીઓએ પોતાની પ્રવૃત્તિઓ સમાજવાદી ક્રાંનિની અને મૂડીવાદી રાજ્યને સ્થાને નવા પ્રકારનું રાજ્ય, કામદાર વર્ગની સરમુખત્યારી, સ્થાપવાની આવશ્યકતાના આધારે ચલાવવી જોઈએ. તેમણે સાબિત કર્યું કે સર્વહારા વર્ગની સરમુખત્યારી ઉચ્ચતર પ્રકારની લોકશાહી છે, કામગાર જનતા માટેની લોકશાહી છે. તેમણે જણાવ્યું કે "સર્વહારા

---

*'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની પ્રથમ કોંગ્રેસ', માર્ચ, ૧૯૧૯, (રશિયન ભાષામાં), મોસ્કો, ૧૯૩૩, પૃષ્ઠ ૧૭૩.

વર્ગની સરમુખત્યારીએ સામાન્ય રીતે લોકશાહીનાં રૂપો તથા સંસ્થાઓમાં પરિવર્તન આણવું જોઈએ એટલું જ નહિ પરંતુ ચોક્કસ રૂપે એવું પરિવર્તન આણવું જોઈએ કે લોકશાહી માણનારાઓનું ક્ષેત્ર હકીકતમાં અજોડ વિસ્તરણ પામીને મૂડીવાદથી પીડાતા લોકોને, મહેનતકશ લોકસમુદાયોને, આવરી લે."*

લેનિને સમાજવાદ માટેના સંઘર્ષમાં કામદાર વર્ગની આગેવાનીની ભૂમિકાના નિર્ણાયક મહત્ત્વ પ્રત્યે નિર્દેશ કર્યો. "સઘળી ક્રાંતિઓનો તથા પીડિત વર્ગોનાં સઘળાં આંદોલનોનો અનુભવ, વિશ્વ સમાજવાદી આંદોલનનો અનુભવ, આપણને શીખવે છે કે માત્ર સર્વહારા વર્ગ જ કામગાર તથા શોષિત વસતિના વેરવિખેર તથા પછાત વિભાગોની એકતા સાધવાની તથા આગેવાની કરવાની સ્થિતિમાં છે."**

'વિશુદ્ધ લોકશાહી'ના સમર્થકોનો સ્વાંગ સજીને કામદાર વર્ગને ક્રાંતિકારી સંઘર્ષનો માર્ગ લેતો અટકાવવાની કોશિશ કરનારા સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ તથા મધ્યમપંથીઓની દ્રોહી નીતિને કોંગ્રેસમાં ઉઘાડી પાડવામાં આવી. ૧૯૧૯ના ફેબ્રુઆરીમાં સુધારાવાદી હડતાલતોડુ ઈન્ટરનેશનલની પુન:સ્થાપના કરનારા મવાળપંથી સમાજવાદી પાર્ટીઓના બેર્ન સંમેલન પ્રત્યે કોંગ્રેસે પોતાનું વલણ એવી ભાવનાથી નિરૂપિત કર્યું. સામ્યવાદીઓએ એ ઈન્ટરનેશનલને કામગાર જનતાની જોડે છળકપટ રમવાના સાધન તરીકે જાહેર કરી અને બધા દેશોના સર્વહારાઓને મૂડીદાર વર્ગના એ હજૂરિયાઓની વિરુદ્ધ જોમદાર લડત ચલાવવાની અપીલ કરી. કોંગ્રેસે નિવેદન કર્યું કે ક્રાંતિકારી કામદારોની એકતા સાધવાનું તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓ રચવાનું કાર્ય કેવળ સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ તથા મધ્યમપંથીઓથી અલગ થઈને જ કરી શકે.

કોમિન્ટર્ને ગંભીરતાથી જાહેરાત કરી કે ત્રીજી ઈન્ટરનેશનલમાં એકતાબદ્ધ થયેલા સામ્યવાદીઓ માર્ક્સ તથા એંગેલ્સે 'કોમ્યુનિસ્ટ પાર્ટીના જાહેરનામા'માં ઘોષિત કરેલા ધ્યેયના ઉત્તરાધિકારીઓ તથા તેને આગળ ધપાવનારાઓ છે: "પ્રથમ ઈન્ટરનેશનલે વિકાસના ભાવિ ક્રમની આગાહી કરી હતી અને તેના માર્ગો નિર્દેશિત કર્યા હતા, બીજી ઈન્ટરનેશનલે લાખો સર્વહારાઓને એકત્ર તથા સંગઠિત કર્યા હતા, અને ત્રીજી ઈન્ટરનેશનલ

---

* વ્લા. ઈ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૮, મોસ્કો, પૃષ્ઠ ૪૬૫.

** એ જ પ્રકાશન.

ખુલ્લા લોક સંઘર્ષની ઈન્ટરનેશનલ છે, ક્રાંતિકારી પ્રતીતિની ઈન્ટરનેશનલ છે, અમલી કદમની ઈન્ટરનેશનલ છે."*

લેનિને જણાવ્યું કે પ્રથમ કોંગ્રેસે "સામ્યવાદનો ઝંડો લહેરાવ્યો જેથી ક્રાંતિકારી સર્વહારા વર્ગનાં બળો તેની ફરતે એકત્ર થાય..."** તેણે ત્રીજી ઈન્ટરનેશનલનું સત્તાવાર ઉદ્‌ઘાટન કર્યું અને સર્વહારા વર્ગની સરમુખત્યારીના સૂત્રના આધારે કામદાર વર્ગની આંતરરાષ્ટ્રીય અગ્રિમ હરોળને વૈચારિક તથા સંગઠનાત્મક રીતે એકત્ર કરવાનું શરૂ કર્યું.

મૂડીવાદી દેશોની ક્રાંતિકારી કટોકટી પ્રથમ કોંગ્રેસ પછી વધતી રહી. હંગેરી, બાવેરિયા, તથા સ્લોવાકિયામાં (માર્ચ-જૂન, ૧૯૧૯) સર્વહારા પ્રજાસત્તાકો અસ્તિત્વમાં આવ્યાં, પરંતુ મૂડીવાદી પ્રતિક્રાંતિકારી દળોએ પશ્ચિમી સામ્રાજ્યવાદી સત્તાઓની મદદ વડે તેઓને રૂંધી નાખ્યાં. યુરોપ તથા અમેરિકામાં કામદાર વર્ગીય આંદોલન વધારે સક્રિય બની ગયું અને 'સોવિયેત રશિયાથી દૂર રહો!'ની જોરદાર ઝુંબેશ વિકાસ પામી. સાંસ્થાનિક તથા પરાધીન દેશોની કામગાર જનતાએ ક્રાંતિકારી સંઘર્ષનો માર્ગ લીધો. વિશ્વ સામ્યવાદી આંદોલન ઝડપથી વધવા લાગ્યું. કોમિન્ટર્નની પ્રથમ તથા બીજી કોંગ્રેસ વચ્ચેના ગાળામાં યુગોસ્લાવિયા, બલ્ગારિયા, અમેરિકા, મેક્સિકો, સ્પેન, ઈન્ડોનેશિયા, ઈરાન, ગ્રેટ બ્રિટન, તથા અન્ય દેશોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓ સ્થપાઈ ગઈ. ઘણી સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓની અંદર વધારે ને વધારે સભ્યો કોમિન્ટર્ન સાથે જોડાણનું સમર્થન કરવા લાગ્યા. સાધારણ સભ્યોના દબાણના પરિણામે કેટલીય મધ્યમપંથી પાર્ટીઓએ પુનઃસ્થાપિત બીજી ઈન્ટરનેશનલમાં જોડાવાનો ઇનકાર કરી દીધો અને ત્રીજી ઈન્ટરનેશનલમાં જોડાવાનો ઈરાદો જાહેર કર્યો. કોમિન્ટર્ને ઉદ્દામપંથી સામાજિક-લોકશાહીવાદીઓને પોતાની હરોળોમાં સ્વીકારી લીધા, પરંતુ સુધારાવાદની વિચારસરણી તથા અમલી કામગીરીઓથી અલગ ન થઈ ગયેલાં તત્ત્વોને પગપેસારો કરવા દેવાનું તેને માટે શક્ય જ નહોતું. એવાં તત્ત્વો અંદર ઘૂસી ગયાં હોત તો તેઓએ ત્રીજી ઈન્ટરનેશનલના ક્રાંતિકારી પાયાઓ ખોદી નાખ્યા હોત અને તેની વૈચારિક એકતાને નષ્ટ કરી નાખી હોત.

---

*'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ', ૧૯૧૯-૪૩, દસ્તાવેજો, લંડન, ૧૯૫૬, પૃષ્ઠ ૪૭.

**વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૧, મોસ્કો, પૃષ્ઠ ૨૭૦.

તેની સાથે સાથે, ઘણી કોમ્યુનિસ્ટ પાર્ટીઓમાં ઉગમકાળ તથા બિનઅનુભવને લીધે, ક્રાંતિકારી સંઘર્ષના મૂળભૂત સવાલો પ્રત્યે ઉતાવળિયો અભિગમ લેવાના ઝોકને લીધે, અને લોકસમુદાયોને જીતી લેવા માટે ખંતીલા કાર્યની આવશ્યકતાને નકારી કાઢતા નિમ્ન-મૂડીવાદી ક્રાંતિપંથના પ્રભાવને લીધે, "ઉગ્રપંથ તરફથી" જોખમ ઊભું થયું. લેનિને નિર્દેશ કર્યો કે "પ્રથમ ઐતિહાસિક લક્ષ્ય (સર્વહારા વર્ગની વર્ગજાગૃત અગ્રિમ હરોળને સોવિયેત સત્તા તેમ જ કામદાર વર્ગની સરમુખત્યારીના પક્ષે જીતી લેવાનું લક્ષ્ય) તકવાદ તથા સામાજિક-અંધરાષ્ટ્રવાદની ઉપર સંપૂર્ણ વિજય વગર સાધી ન જ શકાયું હોત, અને ક્રાંતિમાં અગ્રિમ હરોળનો વિજય સુનિશ્ચિત બનાવે એવી નવી સ્થિતિમાં લોકસમુદાયોને દોરી જવાનું બીજું તથા તાત્કાલિક લક્ષ્ય ઉગ્ર મતવાદને નાબૂદ કરી નાખ્યા વગર તથા તેની ગલતીઓને સાવ ખતમ કરી નાખ્યા વગર ન જ સાધી શકાય."*

કોમિન્ટર્નની બીજી કોંગ્રેસના નિર્ણયો માટે વૈચારિક તથા સૈદ્ધાંતિક આધારની ભૂમિકા ભજવનારા '"ઉદ્દામપંથી" સામ્યવાદ—એક બાલિશ બીમારી' નામના પુસ્તકમાં (૧૯૨૦ની વસંતમાં લિખિત) લેનિને વિશ્વ સામ્યવાદી આંદોલનની તાકીદની સમસ્યાઓનું પરીક્ષણ કર્યું અને "ઉગ્ર" મતવાદની તથા સંકુચિતતાની વૃત્તિની સર્વાંગી ટીકા કરી. લેનિને ક્રાંતિકારી રણનીતિ તથા કાર્યનીતિના સંબંધમાં બોલ્શેવિક પાર્ટીના અનુભવનો નિષ્કર્ષ તારવ્યો અને બીજા દેશોના સામ્યવાદીઓને સર્જનાત્મક રીતે તેનો ઉપયોગ કરવાની હાકલ કરી. તેમણે નિર્દેશ કર્યો કે બધા દેશોના સામ્યવાદી આંદોલનની આંતરરાષ્ટ્રવાદી કાર્યનીતિની એકતા વિવિધતાને ખતમ કરી નાખવાનું કે રાષ્ટ્રીય તફાવતોને નાબૂદ કરી નાખવાનું આવશ્યક નથી બનાવતી પરંતુ સામ્યવાદના મૂળભૂત સિદ્ધાંતોને એવી રીતે લાગુ કરવાનું આવશ્યક બનાવે છે કે જેમાં "એ સિદ્ધાંતોની અંદર અમુક **વિગતો** અંગેના **ફેરફારો સમુચિત રીતે** કરવામાં આવે, એ સિદ્ધાંતોને સમુચિત રીતે રાષ્ટ્રો વચ્ચેના તથા રાષ્ટ્રીય-રાજ્યો વચ્ચેના **તફાવતોને** અનુરૂપ બનાવવામાં આવે તથા લાગુ કરવામાં"** આવે.

લેનિને ભારપૂર્વક જણાવ્યું કે સંકુચિતતાની વૃત્તિનું પરિણામ

---

*એ જ પ્રકાશન, પૃષ્ઠ ૯૩.

**એ જ પ્રકાશન, પૃષ્ઠ ૯૨.

લોકસમુદાયોથી અળગા પડી જવામાં આવે છે અને તે વાસ્તવમાં તો કામદારોની ઉપર સુધારાવાદી આગેવાનોના પ્રભાવને જાળવી રાખવામાં મદદરૂપ બને છે; તેનું પરિણામ પાર્ટી શિસ્તને નકારી કાઢવામાં, વાસ્તવિક દૃષ્ટિએ તો પાર્ટીને, અર્થાત્ સર્વહારા વર્ગના મુકિત સંઘર્ષમાં તેના નિર્ણાયક હથિયારને, ખતમ કરી નાખવામાં, તેમ જ લોક સંગઠનોમાં પ્રવૃત્તિ ચલાવવાની આવશ્યકતાને નકારી કાઢવામાં, અને એ બધું મળીને ક્રાંતિને તજી દેવામાં આવે છે. લેનિને નવોદિત કોમ્યુનિસ્ટ પાર્ટીઓને સંઘર્ષનાં સઘળાં રૂપોના — કાનૂની તથા ગેરકાનૂની, શાંતિમય તથા બિનશાંતિમય, સંસદીય તથા બિનસંસદીય રૂપોના — સંબંધમાં ઉસ્તાદી હાંસલ કરી લેવાની, સંઘર્ષના એક રૂપની જગ્યાએ ઝડપથી તથા એકાએક બીજું રૂપ અમલમાં મૂકવા તૈયાર રહેવાની, અને પોતપોતાની રાજકીય નીતિ પોતપોતાના દેશવિશેષની પરિસ્થિતિના તેમ જ આંતરરાષ્ટ્રીય પાયા પર વર્ગબળોની કતારબંધીના વૈજ્ઞાનિક પરીક્ષણના આધારે, વિશ્વ સામ્યવાદી આંદોલનના અનુભવને લક્ષમાં રાખીને તથા લચીલાઈથી લાગુ કરીને, ઘડી કાઢવાની હાકલ કરી.

લેનિનની '"ઉદ્દામપંથી" સામ્યવાદ — એક બાલિશ બીમારી' કૃતિએ કોમ્યુનિસ્ટ પાર્ટીઓના પોતાની હરોળોની અંદર વૈચારિક તથા રાજકીય દૃઢીકરણના ત્યાર પછીના સમગ્ર સંઘર્ષમાં, ખાસ કરીને ઉગ્રવાદ-સંકુચિતતાની ગલતીઓને ખતમ કરી નાખવામાં, મહત્ત્વની ભૂમિકા ભજવી.

લેનિને દરેક દેશની અંદર તેમ જ આંતરરાષ્ટ્રીય મેદાનમાં ક્રાંતિકારી બળોની એકતા તથા સુગ્રથિતતાની જુસ્સાપૂર્વક હિમાયત કરી. તેઓ સર્વહારા આંતરરાષ્ટ્રવાદના, કામગાર જનતાના આંતરરાષ્ટ્રીય ઐક્યના, સિદ્ધાંતને કામદાર વર્ગની મહાનતમ સિદ્ધિઓમાંની એક ગણતા હતા. તેમણે ભારપૂર્વક જણાવ્યું કે "વિશ્વ સર્વહારા ક્રાંતિના વિજય માટે ઉન્નત દેશોના કામદાર વર્ગ તરફથી પરસ્પર સંપૂર્ણ વિશ્વાસ, ગાઢતમ બંધુભાવી એકસંપી, અને ક્રાંતિકારી કદમની બને એટલી અધિકતમ એકતા આવશ્યક છે."* લેનિને ચેતવણી આપી કે મૂડીદાર વર્ગ વિવિધ પ્રજાઓના કામદારો વચ્ચે વિખવાદ પેદા કરવાની, અવિશ્વાસ ફેલાવવાની, અને કામદારોની આંતરરાષ્ટ્રીય બિરાદરીમાં ભંગાણ પાડવાની પૂરી કોશિશ કરી રહ્યો છે. મૂડીદાર વર્ગ એવી કોશિશોમાં જ્યાં જ્યાં સફળ થાય ત્યાં ત્યાં કામદારોનું ધ્યેય નિષ્ફળતામાં

---

* વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૯, મોસ્કો, પૃષ્ઠ ૧૨૩.

અટવાઈ જવાનું. લેનિને લખ્યું કે "અમે રાષ્ટ્રો વચ્ચે વેરભાવ તથા વિખવાદના, રાષ્ટ્રીય અલિપ્તતાના વિરોધીઓ છીએ... અમે આંતરરાષ્ટ્રવાદના હિમાયતીઓ છીએ, આંતરરાષ્ટ્રવાદીઓ છીએ... શ્રમનાં હિતો વિવિધ દેશો તથા રાષ્ટ્રોના કામગાર લોકો વચ્ચે પરસ્પર સંપૂર્ણ વિશ્વાસ તથા ગાઢતમ એકસંપી આવશ્યક બનાવે છે... મૂડી આંતરરાષ્ટ્રીય પરિબળ છે. તેને પરાજિત કરવા માટે આંતરરાષ્ટ્રીય કામદાર એકસંપી, આંતરરાષ્ટ્રીય કામદાર બિરાદરી, જરૂરી છે."*

કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કોંગ્રેસ ૧૯૨૦ના જુલાઈની ૧૯મી તારીખે પેત્રોગ્રાદમાં શરૂ થઈ અને પછી ૨૩મી જુલાઈથી ૭મી ઑગસ્ટ સુધી મોસ્કોમાં ચાલુ રહી. કોંગ્રેસમાં સત્તાવીશ કોમ્યુનિસ્ટ પાર્ટીઓના તેમ જ કોમ્યુનિસ્ટ જૂથો તથા બીજાં સર્વહારા સંગઠનોના—કુલ ૬૭ સંગઠનોના—ડેલિગેટોએ ભાગ લીધો હતો. કોંગ્રેસની કારવાઈ લેનિનના માર્ગદર્શન હેઠળ ચાલી હતી અને કોંગ્રેસના મુખ્ય નિર્ણયો તેમણે ઘડી કાઢયા હતા.

કોંગ્રેસમાં કેંદ્રીય સવાલ બધા દેશોની અંદર એવી ખરેખરી ક્રાંતિકારી વ્યાપક કોમ્યુનિસ્ટ પાર્ટીઓને સંગઠિત કરવા તથા દૃઢ બનાવવાનો હતો કે જે સર્વહારા સમુદાયોને ક્રાંતિ માટે તૈયાર કરવામાં નિર્ણાયક ભૂમિકા ભજવી શકે. ૧૯૧૮-૨૦ની વર્ગ લડાઈઓએ તદ્દન સ્પષ્ટ રીતે બતાવી આપ્યું હતું કે સર્વહારા વર્ગની સફળતાનો આધાર કેટલા ભારે પ્રમાણમાં એવી જોશીલી ક્રાંતિકારી માર્ક્સવાદી-લેનિનવાદી પાર્ટીના અસ્તિત્વ ઉપર હતો કે જે લોકસમુદાયોની આગેવાની કરવા શકિતમાન હોય. બીજી કોંગ્રેસની થિસિસોમાં નિર્દેશ કરવામાં આવ્યો હતો કે "ત્રીજી ઈન્ટરનેશનલને અનુસરતી બધી પાર્ટીઓએ ગમે તે ભોગે નીચેના મુદ્રાલેખોને અમલમાં મૂકવા જ જોઈએ: 'લોકસમુદાયોની અંદર વધારે ઊંડા ઊતરવું', 'લોકસમુદાયોની જોડે વધારે ગાઢ સંપર્કો સ્થાપવા'—એમ સમજીને કે લોકસમુદાયો એટલે સમગ્ર કામદાર સમુદાય તેમ જ મૂડીવાદ તરફથી શોષિત લોકો, ખાસ કરીને ઓછા સંગઠિત તથા ઓછા માહિતગાર અને વધારેમાં વધારે શોષિત તથા સંગઠનને ઓછા પ્રમાણમાં અનુરૂપ બની શકે એવા લોકો."**

*વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૦, મોસ્કો, પૃષ્ઠ ૨૯૨-૯૩.

**'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કોંગ્રેસ', મોસ્કો, ૧૯૧૦, પૃષ્ઠ ૫૨૩-૨૪.

કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલમાં દાખલ થવા માટેની '૨૧ શરતો' નામના દસ્તાવેજમાં કોમ્યુનિસ્ટ પાર્ટીના વૈચારિક, કાર્યનીતિ સંબંધી, તથા સંગઠનાત્મક સિદ્ધાંતોનું સંક્ષિપ્ત વિવરણ આપવામાં આવ્યું હતું. મુખ્ય શરતો આ મુજબ હતી: સર્વહારા વર્ગની સરમુખત્યારીને ક્રાંતિકારી સંઘર્ષ તથા માર્ક્સવાદી સિદ્ધાંતના મૂળભૂત અંગ તરીકે સ્વીકારી લેવી; સુધારાવાદીઓ તથા મધ્યમપંથીઓ સાથેના સંબંધો તદ્દન તોડી નાખવા અને તેમને પાર્ટીમાંથી બહાર હાંકી કાઢવા; સંઘર્ષની કાનૂની તથા ગેરકાનૂની રીતોનો સમન્વય સાધવો; ગ્રામવિસ્તારોમાં, કામદાર મંડળોમાં, તથા સંસદમાં પદ્ધતિસર કાર્ય કરવું; લોકશાહી કેંદ્રવાદને પાર્ટીના મુખ્ય સંગઠનાત્મક સિદ્ધાંત તરીકે સ્વીકારવો; એવો સિદ્ધાંત માન્ય કરવો કે કોમિન્ટર્નની કોંગ્રેસોના તથા કોમિન્ટર્નની કારોબારી સમિતિના નિર્ણયો કોમિન્ટર્નમાં જોડાયેલી પાર્ટીઓ માટે બંધનકારી છે. પ્રવેશની એ શરતો કોમિન્ટર્ન તથા તેના વિભાગોની પ્રવૃત્તિ માટે સંગઠનાત્મક તથા રાજકીય આધાર બની રહી. એ શરતોએ માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતોના આધારે કોમિન્ટર્ન તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓની એકતા સુનિશ્ચિત બનાવવામાં મદદ કરી, નવોદિત કોમ્યુનિસ્ટ પાર્ટીઓ તથા તેઓના કાર્યકરોને કેળવણી આપવામાં તેમ જ તકવાદનો સામનો કરવામાં પ્રચંડ ભૂમિકા ભજવી, અને સર્વહારા આંતરરાષ્ટ્રવાદને વિકસાવવામાં તથા દૃઢ બનાવવામાં સહાય કરી. '૨૧ શરતો' અને બીજી કોંગ્રેસના અન્ય નિર્ણયોને ઉગ્ર સંઘર્ષ દરમિયાન અપનાવવામાં આવ્યાં હતાં—કેટલીક સમાજવાદી પાર્ટીઓના પ્રતિનિધિઓની વિરુદ્ધ કારણ કે તેમણે કોંગ્રેસના નિર્ણયોમાં તકવાદી વિચારો ઘુસાડી દેવાના પ્રયત્નો કર્યા હતા, તેમ જ સંકુચિતતાની વૃત્તિ ધરાવતા "ઉગ્રપંથી" સામ્યવાદીઓની વિરુદ્ધ કારણ કે તેઓ લોકસમુદાયોની અંદર પ્રવૃત્તિ ચલાવવાની આવશ્યકતાને કે ક્રાંતિકારી સર્વહારા વર્ગની આગેવાન તરીકેના પાર્ટીના મહત્ત્વને મુદ્દલ નહોતા સમજતા.

બીજી કોંગ્રેસમાં આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનને મજબૂત બનાવવાની આવશ્યકતા ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. એ જમાનાના સંજોગોમાં સર્વહારા આંતરરાષ્ટ્રવાદનો સૌથી પહેલો અર્થ સોવિયેત પ્રજાસત્તાકને, જ્યાં સમાજવાદી ક્રાંતિ વિજયી બની હતી એવા એકમાત્ર દેશ તરીકે અને વિશ્વ ક્રાંતિકારી આંદોલનના સ્વાભાવિક આધાર તરીકે, ટેકો આપવાનો થતો હતો. સોવિયેતોના દેશના કોમ્યુનિસ્ટો માટે તેનો અર્થ એવો થતો હતો કે એ ક્રાંતિકારી આધારને જાળવી રાખવા તથા વધારે સંગીન બનાવવાની

દિશામાં પોતાનાથી બનતું બધું જ કરવું, જેથી બીજા દેશોના કામદાર વર્ગ તથા કામગાર લોકોને મૂડીવાદ સામેના ક્રાંતિકારી સંઘર્ષમાં મદદ કરવા સારુ તેનો ઉપયોગ કરી શકાય.

લેનિનના માર્ગદર્શન હેઠળ કોંગ્રેસે વિશ્વ ક્રાંતિકારી પ્રક્રિયાના વિકાસની સંભાવનાઓ તથા માર્ગોનું, તેનાં ચાલક પરિબળોનું, અને આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનની રણનીતિ તથા કાર્યનીતિની સમસ્યાઓનું નિરૂપણ કર્યું.

લેનિને ઘડી કાઢેલી રાષ્ટ્રોના તથા સંસ્થાનોના સવાલ સંબંધી થિસિસોમાં કોંગ્રેસે જાહેર કર્યું કે "વિશ્વની રાજકીય પરિસ્થિતિએ સર્વહારા વર્ગની સરમુખત્યારીને તાત્કાલિક બાબત બનાવી દીધી છે. વિશ્વની રાજકીય ઘટનાઓ આવશ્યક રૂપે, એક જ બિંદુ પર—સોવિયેત રશિયન પ્રજાસત્તાકની વિરુદ્ધ વિશ્વ મૂડીદાર વર્ગના સંઘર્ષ પર—કેંદ્રિત થઈ ગઈ છે, અને સોવિયેત રશિયન પ્રજાસત્તાક ફરતે અનિવાર્ય રૂપે એક તરફ તો બધા દેશોમાંનાં અગ્રગામી કામદારોનાં આંદોલનો અને બીજી તરફ સંસ્થાનોમાંનાં તેમ જ પીડિત પ્રજાઓનાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલનો એકત્રિત થયેલાં છે."*

લેનિને સામ્યવાદીઓને હાકલ કરી કે તેઓ સંસ્થાનો તથા પરાધીન દેશોના પીડિત લોકસમુદાયોની સાથે મૂડીવાદી દેશોના ક્રાંતિકારી સર્વહારા વર્ગની એકતા સાધવાની જહેમત કરે: "દરેક દેશમાં શોષિત અને પીડિત કામદારોનો ક્રાંતિકારી હલ્લો નિમ્ન-મૂડીવાદી તત્ત્વોના પ્રતિકારને તથા કામદાર-અમીરોના નાનકડા ઉપલા થરના પ્રભાવને ખતમ કરી નાખીને કરોડો ઈન્સાનોના ક્રાંતિકારી હલ્લાની જોડે સંમિલિત થઈ જશે ત્યારે વિશ્વ સામ્રાજ્યવાદનું પતન થઈ જશે."**

કોમિન્ટર્ન પીડિત પ્રજાઓના રાષ્ટ્રીય મુક્તિ આંદોલનને વિશ્વ સમાજવાદી ક્રાંતિનું મહત્ત્વનું ઘટક ગણતી હતી.

કોંગ્રેસે અપનાવેલી લેનિનની રાષ્ટ્રોના તથા સંસ્થાનોના સવાલ સંબંધી થિસિસોમાં ભારપૂર્વક જણાવવામાં આવ્યું હતું કે ખરેખરાં ક્રાંતિકારી હોય અને સામ્રાજ્યવાદના ખાતમામાં મદદરૂપ બનતાં હોય એવાં તમામ રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોને સામ્યવાદીઓએ ટેકો આપવો જોઈએ. કોમ્યુનિસ્ટ' પાર્ટીઓએ એમ કરતી વેળા પોતાની વૈચારિક તથા સંગઠનાત્મક સ્વતંત્રતા

---

* વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૧, મોસ્કો, પૃષ્ઠ ૧૪૬.

** એ જ પ્રકાશન, પૃષ્ઠ ૨૩૨.

જાળવી રાખવી જ જોઈએ. સમાજવાદી રાજ્યના ઉદયથી અને સામાન્ય વિશ્વ ક્રાંતિકારી આંદોલનમાં તેની આગેવાનીની ભૂમિકાથી, રાષ્ટ્રીય મુકિત ખાતર લડતી પ્રજાઓ માટે, વિકાસની મૂડીવાદી કક્ષાને બાજુ પર રહેવા દઈને સીધી સમાજવાદમાં પહોંચી જવાની સંભાવના ઊભી થઈ. કોંગ્રેસમાં લેનિને રજૂ કરેલા અને પ્રતિપાદિત કરેલા એ વિધાનથી વૈજ્ઞાનિક સામ્યવાદનો સિદ્ધાંત વધુ સમૃદ્ધ બન્યો અને સામ્રાજ્યવાદ સામેના તથા સમાજવાદ માટેના સંઘર્ષમાં સમાજવાદી રાજ્ય, સર્વહારા ક્રાંતિકારી આંદોલન, તથા રાષ્ટ્રીય મુકિત આંદોલન વચ્ચે એકતા સાધવાની નવી શક્યતાઓ પેદા થઈ. વિવિધ પ્રજાઓના કામગાર લોકોની અંદર કુસંપ પેદા કરતા રાષ્ટ્રવાદી પૂર્વગ્રહોનો (જાતિઓ વચ્ચે નફરતની લાગણી, પ્રજાઓની કનડગત, યહૂદી-વિરોધ, વગેરેનો) સામનો કરવાના કાર્યના મહત્ત્વ ઉપર પણ કોંગ્રેસમાં સાથે સાથે જ ભાર મૂકવામાં આવ્યો હતો.

મૂડીવાદી દેશોમાંના સર્વહારા આંદોલન અને સંસ્થાનોમાં તથા પછાત દેશોમાં ચાલતા કિસાનપ્રજાના ક્રાંતિકારી આંદોલન વચ્ચે એકસંપીના મહત્ત્વનો લેનિને ભારપૂર્વક ઉલ્લેખ કર્યો હતો.

બીજી કોંગ્રેસ પછી થોડા વખતમાં જ કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે આવું સૂત્ર ઘોષિત કર્યું હતું: 'દુનિયાના કામદારો અને પીડિત પ્રજાઓ, એક થાઓ!' લેનિને એ સૂત્રનું ઉત્સાહભર્યું સમર્થન કર્યું હતું.

બીજી કોંગ્રેસે ગ્રામવિસ્તારોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીની પ્રવૃત્તિની મુખ્ય દિશાઓ નિર્ધારિત કરી હતી, અને સમાજવાદી ક્રાંતિના વિજય માટેના સંઘર્ષ દરમિયાન તેમ જ સર્વહારા વર્ગની સરમુખત્યારીની સ્થાપના પછીના ગાળા દરમિયાન કિસાનપ્રજાના વિવિધ વિભાગો પ્રત્યે કોમ્યુનિસ્ટ પાર્ટીઓની નીતિ નિરૂપિત કરી હતી. જમીનના સવાલના સંબંધમાં લેનિને ઘડેલી અને કોંગ્રેસમાં અપનાવવામાં આવેલી થિસિસોમાં ભારપૂર્વક જણાવવામાં આવ્યું હતું કે કામદાર વર્ગ અને કિસાનપ્રજા વચ્ચેની એકસંપી સમગ્ર ક્રાંતિકારી સંઘર્ષના ભાવિ માટે અધિકતમ મહત્ત્વ ધરાવે છે, સર્વહારા વર્ગ પોતાની ફરતે ગ્રામવિસ્તારોના કામગાર સમુદાયોની જમાવટ નહિ કરે તો તે મૂડીવાદને ઉથલાવી પાડવાની અને સમાજવાદનું નિર્માણ કરવાની પોતાની ઐતિહાસિક કામગીરી પાર નહિ પાડી શકે. જમીનના સવાલના સંબંધમાં કોંગ્રેસમાં અપનાવવામાં આવેલા નિર્ણયોમાં ગ્રામવિસ્તારોની અંદર કોમ્યુનિસ્ટ પાર્ટીઓની પ્રવૃત્તિના સ્પષ્ટ કાર્યક્રમની રૂપરેખા અંકિત કરવામાં આવી હતી.

બીજી કોંગ્રેસમાં ત્રીજી ઈન્ટરનેશનલના નિયમો અપનાવવામાં આવ્યા હતા, જેમાં તેના રચનાતંત્ર તથા સંગઠનનું નિરૂપણ કરવામાં આવ્યું હતું. નિયમોમાં જણાવવામાં આવ્યું હતું કે કોમિન્ટર્ને પોતાને માટે આખી દુનિયાના કામગાર લોકોની મુક્તિનું લક્ષ્ય નિર્ધારિત કર્યું છે, અને એ કારણે જ સઘળા દેશોના ગોરા, પીળા, તથા કાળા લોકો તેની હરોળોમાં બંધુભાવે એક થયેલા છે. નિયમોમાં અંકિત કરવામાં આવ્યું હતું કે "કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલે એક જ સાર્વત્રિક કોમ્યુનિસ્ટ પાર્ટીનું પ્રતિનિધિત્વ કરવું જોઈએ, અને જે તે દેશોમાં પ્રવૃત્તિ ચલાવતી કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ તેના અલગ અલગ વિભાગો બની રહેવું જોઈએ."*

કોમિન્ટર્ન લોકશાહી કેંદ્રવાદના સિદ્ધાંતો ઉપર, કોમ્યુનિસ્ટ પાર્ટીઓના વિકાસ તથા દૃઢીકરણને પ્રબળ પ્રવેગ આપનારા સંગઠનાત્મક રૂપ ઉપર, આધારિત હતી. કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની કારોબારી સમિતિ (**કોઈકાસ**) કોંગ્રેસો વચ્ચેના ગાળામાં કોમિન્ટર્નની માર્ગદર્શક સંસ્થા હતી. "એકતાબદ્ધ સામ્યવાદ માટે આવશ્યક સંપૂર્ણ સાથીભાવી વિશ્વાસ"** ત્રીજી ઈન્ટરનેશનલ સાથે સંકળાયેલી પાર્ટીઓ વચ્ચે અસ્તિત્વમાં હોવો જ જોઈએ, એવા લેનિનના વિધાનમાંથી માર્ગદર્શન મેળવીને **કોઈકાસ** નિર્ણયો અપનાવતી વેળા નિખાલસ સાથીભાવી વિચાર વિનિમય સુનિશ્ચિત બનાવવાની જહેમત કરતી હતી અને વિભાગો તરફથી રજૂ કરવામાં આવતી અમલી દરખાસ્તોને લક્ષમાં લેતી હતી.

લેનિને કોમ્યુનિસ્ટ પાર્ટીઓને ખરેખરી ક્રાંતિકારી પાર્ટીઓ તરીકે વિકસવામાં નિર્ણાયક સહાય આપી. તેમણે ધ્યાનપૂર્વક તથા ઉત્સુકતાથી કોમ્યુનિસ્ટ પાર્ટીઓને સિદ્ધાંતનું માર્ક્સવાદી અનુસરણ કરતાં શીખવ્યું અને નવા પ્રકારની પાર્ટીઓ તરીકે તેઓના દૃઢીકરણને પ્રવેગ આપ્યો. તેમણે કોમ્યુનિસ્ટ પાર્ટીઓની રાજકીય પ્રવૃત્તિને અવિરત પ્રોત્સાહન આપ્યું, અને કોમ્યુનિસ્ટોની અંદર વિશ્વ સર્વહારા ક્રાંતિના ધ્યેય સંબંધી, સમાજવાદના વિજય સંબંધી, જવાબદારીની સભાનતા પ્રેરી. લેનિને ફરી ફરીને ભારપૂર્વક જણાવ્યું કે પોતાની ટેવો તથા પાર્ટીની ભૂમિકા સંબંધી પુરાણા ખ્યાલોથી હજી

---

*'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કોંગ્રેસ', મોસ્કો, ૧૯૨૦, પૃષ્ઠ ૫૧૧.

**વ્લા. ઈ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૯, મોસ્કો, પૃષ્ઠ ૧૯૩.

છુટકારો ન મેળવી શકેલા ઘણા માજી સામાજિક-લોકશાહીવાદીઓને પોતાની અંદર સમાવી લેતી કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ પોતાના રચનાતંત્ર તથા સમગ્ર કાર્યની મૂળભૂત પુનર્ઘટનાની લાંબી પ્રક્રિયામાંથી પસાર થવાનું છે, જેથી તેઓ ખરેખરી ક્રાંતિકારી, જોશીલી, તથા વ્યાપક કોમ્યુનિસ્ટ પાર્ટીઓ બની શકે. તેમણે કોમ્યુનિસ્ટ પાર્ટીઓને સમુચિત નીતિ ઘડી કાઢતાં અને કુશળતાથી લાગુ કરતાં તેમ જ રચનાતંત્રને તથા લોકસમુદાયો જોડેના સંબંધોનાં સંગઠનાત્મક રૂપોને વર્ગસંઘર્ષની આવશ્યકતાઓ અનુસાર નવો ઘાટ આપતાં શીખવ્યું.

બીજી કોંગ્રેસના નિર્ણયોએ કામદાર વર્ગીય આંદોલનની અંદર અધિક સીમાંકનને તથા અગ્રગામી કામદારો તરફથી સામ્યવાદની તરફેણને તેમ જ નવી કોમ્યુનિસ્ટ પાર્ટીઓની ઝડપી વૃદ્ધિને પ્રવેગ આપ્યો. ૧૯૨૦ના ડિસેંબરમાં જર્મનીની સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના સભ્યોની બહુસંખ્યાને આવરી લેતી તેની ઉદ્દામ પાંખ જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં સંમિલિત થઈ ગઈ અને તેના પરિણામે જર્મનીની સંયુકત કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના થઈ. ફ્રેંચ સોશ્યાલિસ્ટ પાર્ટીએ ૧૯૨૦ના ડિસેંબરમાં તૂર ખાતેની કોંગ્રેસમાં કોમિન્ટર્ન સાથે સંકળાઈ જવાનો નિર્ણય ભારે બહુમતીથી લીધો. એથી ફ્રેંચ કોમ્યુનિસ્ટ પાર્ટીનો ઉદય અંકિત થયો. ૧૯૨૧ના જાન્યુઆરીમાં ઈટાલીની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના થઈ. ૧૯૨૧ના આરંભમાં મૂડીવાદી દેશોની અંદર સામ્યવાદીઓની સંખ્યા ૭૬૦૦૦૦ સુધી પહોંચી ગઈ. રુમાનિયા, ઝેકોસ્લોવાકિયા, ચીન, તથા બીજા કેટલાય દેશોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓ અસ્તિત્વમાં આવવા લાગી.

માર્ક્સવાદ-લેનિનવાદને પોતાના ઝંડા તરીકે ઘોષિત કરતી કોમ્યુનિસ્ટ પાર્ટીઓની સ્થાપનાથી એ દેશોની અંદર કામદાર વર્ગીય આંદોલનમાં વળાંકબિંદુ અને સર્વહારાઓના વર્ગસંઘર્ષમાં મહાન દિશાસૂચન અંકિત થયું.

## લોકસમુદાયો માટે, સંયુક્ત કામદાર મોરચા માટે, કોમિન્ટર્નનો સંઘર્ષ (૧૯૨૧-૨૩)

૧૯૨૦ના અંતમાં અને ૧૯૨૧ના આરંભમાં બોલ્શેવિક પાર્ટીની આગેવાની હેઠળ સોવિયેત રશિયાની કામગાર જનતાએ સામ્રાજ્યવાદી દખલબાજો તથા આંતરિક પ્રતિક્રાંતિકારી દળોને હરાવીને સોવિયેત સત્તાને સુરક્ષિત રાખી ત્યારે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં સારી પેઠે પરિવર્તન થઈ ગયું. સોવિયેત જનતા અને આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના એ ઐતિહાસિક વિજયે પ્રત્યાઘાતી વર્ગોના હથિયારબંધ પ્રતિકારને કચડી નાખવાની ખરી શક્યતા પ્રદર્શિત કરી દીધી.

પરંતુ એ જ વખતે મૂડીવાદી દેશોની અંદર ક્રાંતિકારી સંઘર્ષમાં ધ્યાન ખેંચે એવી ઓટ આવવા લાગી. મવાળપંથી સામાજિક-લોકશાહીવાદીઓની વિશ્વાસઘાતી નીતિની મદદ વડે મૂડીદાર વર્ગ કેટલાય દેશોમાં કામદાર વર્ગનાં કદમોને કચડી નાખવામાં સફળ થઈ ગયો. ઉત્તર ઇટાલીના કામદારોનો કારખાનાં કબજે કરી લેવાનો સંઘર્ષ (સપ્ટેંબર, ૧૯૨૦), ઝેકોસ્લોવાકિયાના કામદારોની સામાન્ય હડતાલ (ડિસેંબર, ૧૯૨૦), અને મધ્ય જર્મનીના કામદારોનાં કદમો (માર્ચ, ૧૯૨૧) નાકામયાબ થઈ ગયાં. કેટલાક દેશોના કામદારોએ મૂડીદાર વર્ગ પાસેથી કેટલીય મહત્ત્વની આર્થિક તથા સામાજિક રાહતો હાંસલ કરી લીધી ખરી, પરંતુ સમગ્ર દૃષ્ટિએ જોતાં ક્રાંતિકારી સર્વહારા વર્ગનાં કદમો પરાજિત થઈ ગયાં. મૂડીદાર વર્ગ કામદાર વર્ગની વિરુદ્ધ પોતાનો હલ્લો વધારે જોરદાર બનાવવા લાગ્યો.

ક્રાંતિકારી મોજું ઓસરી ગયું અને કામદાર વર્ગને પલટો લઈને રક્ષણાત્મક સંઘર્ષ અપનાવવો પડ્યો એટલે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે નવી નીતિ ઘડી કાઢવાનું આવશ્યક બની ગયું. મુખ્ય કર્તવ્ય સર્વહારા વર્ગનાં બળોને એકસૂત્રે સાંકળી લેવાનું, બહોળા લોકસમુદાયોને સંઘર્ષમાં ખેંચવાનું, અને કામગાર લોકોની બહુસંખ્યાને કોમ્યુનિસ્ટોના પક્ષે જીતી લેવાનું હતું. ૧૯૨૧ના જૂનની ૨૨મી તારીખથી જુલાઈની ૧૨મી તારીખ સુધી મોસ્કોમાં

ભરાયેલી કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની ત્રીજી કોંગ્રેસમાં ચર્ચાઓ એ સવાલો પર કેંદ્રિત થઈ હતી. ૪૮ દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓ સમેત ૧૦૩ સર્વહારા સંગઠનોના ડેલિગેટોની હાજરી ધરાવતી કોંગ્રેસમાં નવા સંજોગોને અનુરૂપ રણનીતિ તથા કાર્યનીતિ ઘડી કાઢવામાં આવી અને કામદાર વર્ગ તેમ જ કામગાર તથા શોષિત લોકસમુદાયોની બહુસંખ્યાને પોતાને પક્ષે જીતી લેવાનું લક્ષ્ય ધરાવતા કોમ્યુનિસ્ટ પાર્ટીઓના સંઘર્ષનાં કર્તવ્યો નિરૂપિત કરવામાં આવ્યાં. "લોકસમુદાયોમાં પહોંચી જાઓ!"—એ સૂત્રને કોંગ્રેસે કોંમ્યુનિસ્ટોની પ્રવૃત્તિના મુખ્ય સૂત્ર તરીકે ઘોષિત કર્યું. લોકસમુદાયોને પોતાના પક્ષે જીતી લેવાના અને કામદાર વર્ગની બહુસંખ્યાની આગેવાની કરી શકે તથા તેને નવી લડાઈઓ માટે તૈયાર કરી શકે એવી વ્યાપક પાર્ટીઓ બની જવાના કાર્યમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ અપનાવવાના પંથની રૂપરેખા કોગ્રેસમાં ઘડી કાઢવામાં આવી. એ રાજકીય નીતિ કોમ્યુનિસ્ટ પાર્ટીની અંદરનાં ઉગ્ર-મતાંધ તત્ત્વોની સાથે સખત ઘર્ષણ દરમિયાન કરવામાં આવી હતી. એ તત્ત્વો લોકસમુદાયોની બહુસંખ્યાને કોમ્યુનિસ્ટ પાર્ટીના પક્ષે જીતી લેવાની આવશ્યકતાને સમજતા નહોતા અને ચોક્કસ નાકામયાબ જ થાય એવાં તૈયારી વગરનાં ઉતાવળિયાં કદમોના જોખમી માર્ગે પાર્ટીઓને ધકેલી રહ્યાં હતાં. કેટલાય દેશોમાંથી આવેલા ડેલિગેટોએ ઉગ્રવાદી ધોરણો અખત્યાર કર્યાં અને કહેવાતા "આક્રમણના સિદ્ધાંત"નું—કોમ્યુનિસ્ટ પાર્ટીઓ પરિસ્થિતિની પરવા કર્યા વગર તત્કાળ મક્કમ કદમો ઉઠાવે એવી માંગ કરતા સિદ્ધાંતનું—સમર્થન કર્યું.

કોંગ્રેસના પહેલી જુલાઈના અધિવેશનમાં લેનિને કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની કાર્યનીતિનું સમર્થન કરતું પ્રવચન કર્યું. તેમણે બતાવી આપ્યું કે "ઉગ્રપંથી" તકવાદ ભયંકર જોખમ ઊભું કરે છે, અને "કોંગ્રેસ એવી 'ઉગ્રપંથી' મૂઢતાઓની સામે જોમદાર હલ્લો નહિ કરે તો આખું આંદોલન ખતમ થઈ જશે."* લેનિને પોતાના પ્રવચનમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે કેવળ કામદાર વર્ગની બહુસંખ્યાને જ નહિ પરંતુ સામાન્ય રૂપે કામગાર લોકોની બહુસંખ્યાને પણ પોતાના પક્ષે જીતી લેવાની આવશ્યકતા સાબિત કરી દીધી. એ ધોરણે કોંગ્રેસના નિર્ણયોમાં પાયાના ખ્યાલનું સ્થાન ધારણ કરી લીધું, અને કોંગ્રેસના નિર્ણયોએ કોમ્યુનિસ્ટ પાર્ટીઓને

---

*એ જ પ્રકાશન, ગ્રંથ ૩૨, મોસ્કો, પૃષ્ઠ ૪૬૮.

લોકસમુદાયોની અંદર અત્યંત જોમદાર તથા સર્વાંગી પ્રવૃત્તિની દિશામાં, લોકસમુદાયોને વર્ગસંઘર્ષમાં ખેંચવાની દિશામાં, અભિમુખ કરી.

ઉગ્રપંથી "આક્રમણના સિદ્ધાંત"ની, આંધળિયાં કરવાની વૃત્તિની, અને મતવાદની સૈદ્ધાંતિક અસમર્થનીયતા અને રાજકીય હાનિકારકતા પ્રદર્શિત કરીને લેનિને મવાળપંથી તકવાદની વિરુદ્ધ સંઘર્ષ ચાલુ રાખવાની આવશ્યકતા પ્રત્યે નિર્દેશ કર્યો.

લેનિને જણાવ્યું કે કોમ્યુનિસ્ટ પાર્ટીના ઉદયના પહેલા તબક્કામાં સુધારાવાદથી ચોક્કસ, અંતિમ, અસંદિગ્ધ, અને દૃઢનિશ્ચયી રીતે અલગ થઈ જવાનું કદમ અંકિત હતું. "બીજો તબક્કો ક્રાંતિકારી સૂત્રોને દોહરાવવાનો કોઈ રીતે નથી જ. તે તો આપણા ડહાપણભર્યા તથા કુશળતાભર્યા નિર્ણયો અપનાવવાનો હશે, અને એ નિર્ણયો હંમેશાં આવા હશે તથા હંમેશાં આ મુજબ જણાવશે: મૂળભૂત ક્રાંતિકારી સિદ્ધાંતોને વિવિધ દેશોમાંની વિશિષ્ટ પરિસ્થિતિને અનુરૂપ બનાવી લેવા જોઈએ."* લેનિને સામ્યવાદીઓનું ધ્યાન લચીલી તથા સાવચેતીભરી કાર્યનીતિ લાગુ કરવાની આવશ્યકતા પ્રત્યે દોર્યું, અને સાથે સાથે અત્યંત ભારપૂર્વક ચેતવણી આપી કે તેનો અર્થ ક્રાંતિકારી સંઘર્ષને તજી દેવાનો કોઈ રીતે નથી જ. લોકસમુદાયોને જીતી લેવાની સમુચિત કાર્યનીતિના વ્યાવહારિક નમૂના તરીકે તેમણે જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિના 'ખુલ્લા પત્ર'નું (જાન્યુઆરી, ૧૯૨૧) ઊંચું મૂલ્ય આંક્યું. એ 'ખુલ્લા પત્ર'માં કામદાર સંગઠનોને કામગાર જનતાની પ્રાણરૂપ આવશ્યકતાઓ માટેની લડતમાં સંયુકત કદમ ઉઠાવવાની હાકલ કરવામાં આવી હતી.

ત્રીજી કોંગ્રેસે લેનિનની નિર્ણાયક સહાય વડે આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનના ઈતિહાસમાં નવા તબક્કાનો, સંયુકત સર્વહારા વર્ગીય મોરચો રચવાના તબક્કાનો, આરંભ કર્યો.

જગતના મેદાનમાં બે પદ્ધતિઓ, સમાજવાદી અને મૂડીવાદી પદ્ધતિઓ, વચ્ચેના સંઘર્ષની સંભાવનાઓ ઉપર ત્રીજી કોંગ્રેસમાં પુષ્કળ ધ્યાન આપવામાં આવ્યું હતું. લેનિને રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની કાર્યનીતિ વિશે કોંગ્રેસમાં રજૂ કરેલા રિપોર્ટમાં વિશ્વ ક્રાંતિકારી પ્રક્રિયાનાં મુખ્ય પરિબળો વર્ણવી બતાવ્યાં અને નિર્દેશ કર્યો કે સોવિયેત રશિયામાં

---

*એ જ પ્રકાશન, મોસ્કો, પૃષ્ઠ ૪૬૫.

સમાજવાદનું નિર્માણ અને સોવિયેત રશિયાની આર્થિક નીતિ આખી દુનિયામાં પ્રચંડ પ્રભાવ પાડશે. એ સંબંધમાં લેનિને નવી આર્થિક નીતિનું, કામદાર વર્ગ અને કિસાનપ્રજા વચ્ચેની એકસંપીને તથા તેના આર્થિક પાયાઓને મજબૂત બનાવવાની દિશામાં લક્ષ્યાંકિત નીતિ તરીકેનું, સારતત્ત્વ સમજાવ્યું. તેમના રિપોર્ટમાં એ નીતિના આંતરરાષ્ટ્રીય મહત્ત્વ ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો.

સોવિયેત રશિયાએ ક્રાંતિકારી લક્ષ્યોને તજી દીધાં હોવાની વાતો કરનારા "અતિ-ઉગ્રપંથીઓ"એ રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની ઉપર મૂકેલા બેહૂદા આક્ષેપોને કોંગ્રેસે નકારી કાઢ્યા. કોંગ્રેસના નિર્ણયોમાં ભારપૂર્વક ઉલ્લેખ કરવામાં આવ્યો કે "સોવિયેત રશિયાને વિશ્વ ક્રાંતિનો પ્રથમ અને સૌથી મહત્ત્વનો ગઢ ગણવામાં આવે છે."*

કોંગ્રેસે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ તથા આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનની એકતાને ખૂબ મહત્ત્વની બાબત ગણાવી. બંધુભાવી પાર્ટીઓએ કોમિન્ટર્નને રાષ્ટ્રીય વિભાગોના સંયુક્ત પ્રયાસો વડે સર્જાયેલી એવી વિશ્વવ્યાપી પાર્ટી તરીકે માન્યતા આપી કે જેમાં દરેક પાર્ટી એક જ આંતરરાષ્ટ્રીય સંગઠનનું સમાન સભ્યપદ ધરાવતી હતી અને એ સંગઠનની સમગ્ર પ્રવૃત્તિઓ માટે પોતાને જવાબદાર ગણતી હતી.

ત્રીજી કોંગ્રેસ પછી કોમિન્ટર્ન તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ મૂડીદાર વર્ગના હલ્લાની, ફાસીવાદના ભયની, અને જંગના જોખમની સામે સર્વહારા વર્ગીય સમુદાયોની જમાવટનું વિસ્તૃત કાર્ય શરૂ કરી દીધું. કોમિન્ટર્ને સુધારાવાદી આંતરરાષ્ટ્રીય કેંદ્રોને ફરી ફરીને સૂચન કર્યું કે મૂડીવાદી તથા પ્રત્યાઘાતી બળોના આક્રમક હુમલાની સામે સંયુક્ત કદમ ઉઠાવવામાં આવે. કોમિન્ટર્નની કારોબારી સમિતિએ ૧૯૨૧ના ડિસેંબરમાં સંયુક્ત કામદાર મોરચા સંબંધી થિસિસો ઘડી કાઢીને અપનાવી લીધી. તેમાં એવા સંયુક્ત મોરચાની કાર્યનીતિના બુનિયાદી મુદ્દાઓની રૂપરેખા આપવામાં આવી હતી. સામ્યવાદીઓ કામદાર વર્ગના સંયુક્ત મોરચાને રાજકીય પ્રવૃત્તિના મૂળભૂત સિદ્ધાંત તરીકે, સર્વહારા વર્ગના મુક્તિ સંઘર્ષની સફળતાની પ્રથમ શરત તરીકે, ગણે છે. લેનિને લખ્યું કે "સંયુક્ત મોરચાની કાર્યનીતિનો અર્થ અને હેતુ મૂડી સામેના સંઘર્ષમાં કામદારોના નિરંતર અધિકાધિક બહોળા સમુદાયોને ખેંચવાનો છે,

---

*'ત્રીજી કોંગ્રેસ, થિસિસો અને ઠરાવો', મોસ્કો, ૧૯૨૧, પૃષ્ઠ ૬૩.

બીજી તથા 'અઢીમી' ઈન્ટરનેશનલોના આગેવાનોને પણ એવો સંઘર્ષ શરૂ કરવાનાં સૂચનો વારંવાર કરવાથી ન અચકાવાનો છે."*

કામદારોનાં અત્યંત તાકીદનાં પ્રાણરૂપ હિતો, તેમની આર્થિક માંગો, અને લોકશાહી અધિકારો તથા આઝાદીઓના રક્ષણ માટે સંયુકત કદમના આધારે લોકસમુદાયોની એકતા સાધવાની જહેમતો સામ્યવાદીઓએ કરવી જ જોઈએ. સંયુકત મોરચાની કાર્યનીતિમાં સુધારાવાદીઓની જોડે તડજોડ કરી લેવાનો તથા વૈચારિક સંઘર્ષમાં છૂટછાટ મૂકવાનો અર્થ સૂચિત નથી જ. સંયુકત મોરચો ઘડવાની કામગીરીમાં લચીલાઈની સાથે ક્રાંતિકારી નીતિના સિદ્ધાંતોના અડગ રક્ષણનો સમન્વય સાધવો જોઈએ. કોમિન્ટર્નની કારોબારી સમિતિએ નિર્દેશ કર્યો કે સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓની સાથે કોઈ જાતની સમજણ કરનારી કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ પોતાના વિચારો નિરૂપિત કરવાની તથા સામ્યવાદીઓના દુશ્મનોની ટીકા કરવાની પૂરી સ્વતંત્રતા જાળવી રાખવી જ જોઈએ. કોમિન્ટર્ને રજૂ કરેલા સંયુકત મોરચાના સૂત્રને લોકસમુદાયોએ ઉત્સાહભર્યો ટેકો આપ્યો અને મૂડીદાર વર્ગ તથા પ્રત્યાઘાતના આક્રમક હુમલાથી વધારે ને વધારે જોખમાઈ રહેલાં કામગાર જનતાનાં પ્રાણરૂપ હિતોની રક્ષા કાજે સર્વહારા વર્ગમાં વિશ્વાસ ધરાવતાં તમામ સંગઠનોના સંયુકત કદમની માંગ ઉઠાવી.

કોમિન્ટર્ને આંતરરાષ્ટ્રીય પાયા પર સંયુકત કામદાર મોરચો રચવાની કોશિશો પણ કરી. ત્રણ ઈન્ટરનેશનલોનું, અર્થાત્ કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ, બીજી ઈન્ટરનેશનલ, અને ૧૯૨૧માં અસ્તિત્વમાં આવેલી મધ્યમપંથીઓની 'અઢીમી' નામે ઓળખાતી ઈન્ટરનેશનલનું, સંમેલન આયોજવા માટે કોમિન્ટર્ને સ્ફૂર્તિથી મહેનત કરી.

કામદાર વર્ગની જુદી જુદી ટુકડીઓ વચ્ચે મૂળભૂત રાજકીય મતભેદો હોવા છતાં કામદારો માટે અત્યંત તાકીદના તથા ફિકરના વાસ્તવિક સવાલો અંગે તેઓની વચ્ચે સમજણ સાધવાની કોમિન્ટર્નની નીતિને એ હકીકતે ખરી સાબિત કરી દીધી કે ત્રણેય ઈન્ટરનેશનલોના પ્રતિનિધિઓનું સંમેલન ૧૯૨૨ના એપ્રિલમાં બર્લિન ખાતે ભરાયું હતું. પરંતુ બીજી તથા અઢીમી ઈન્ટરનેશનલના આગેવાનોએ કામદારોના સંયુકત કદમ અંગે સંમેલનના

---

*વ્લા. ઈ. લેનિન, સંગૃહીત કૃતિઓ (રશિયન આવૃત્તિ) ગ્રંથ ૪૫, મોસ્કો, પૃષ્ઠ ૩૧.

નિર્ણયોનો અમલ ન થવા દીધો અને આંતરરાષ્ટ્રીય પાયા પર સંયુક્ત સર્વહારા મોરચાની સ્થાપનામાં અવરોધો ઊભા કર્યા.

કોમિન્ટર્નની ચોથી કૉંગ્રેસ ૧૯૨૨ના નવેંબરની પાંચમી તારીખથી ડિસેંબરની પાંચમી તારીખ સુધી (પ્રથમ અધિવેશન પેત્રોગ્રાદમાં અને બાકીનાં મોસ્કોમાં) ભરવામાં આવી હતી. તેમાં ૫૮ દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓ સમેત ૬૬ સર્વહારા સંગઠનોના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. કૉંગ્રેસમાં આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય એકતા માટેના પ્રયાસોનાં પ્રાથમિક પરિણામો તારવવામાં આવ્યાં અને લોકસમુદાયોને સમાજવાદી ક્રાંતિની દિશામાં દોરી જવા માટે નવા માર્ગો ખોળી કાઢવાના કાર્યમાં મહત્ત્વની પ્રગતિ સાધવામાં આવી. કૉંગ્રેસે આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનની રણનીતિ તથા કાર્યનીતિ વિકસાવી અને મૂડીવાદી દેશોની અંદર સર્વહારા વર્ગની સરમુખત્યારીમાં સંક્રમણના એક શક્ય રૂપ તરીકે સંયુક્ત સર્વહારા મોરચા ઉપર આધારિત કામદાર સરકારનું સૂત્ર રજૂ કર્યું. સર્વહારા વર્ગનાં ક્રાંતિકારી કર્તવ્યો અને સામાન્ય લોકશાહી અધિકારો તથા આઝાદીઓના રક્ષણ તથા વિસ્તરણનાં કર્તવ્યો, પ્રત્યાઘાત તથા ફાસીવાદનો સામનો કરવાનાં કર્તવ્યો, વચ્ચેના ગાઢ સંબંધ પ્રત્યે કૉંગ્રેસે નિર્દેશ કર્યો. કૉંગ્રેસે લેનિનના એ વિચારનો વિનિયોગ કર્યો કે ક્રાંતિકારી સંઘર્ષના પરિણામે હાંસલ કરવામાં આવેલી પ્રત્યેક આંશિક રાહત આંદોલનને નવી કક્ષાની દિશામાં એક કદમ આગળ લઈ જઈ શકે છે. દરેક પાર્ટી જે સંજોગોમાં કામ કરતી હોય તેના આધારે નક્કર સંક્રમણાત્મક માંગો ઘડી કાઢવાનું કર્તવ્ય કૉંગ્રેસે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે નિર્ધારિત કર્યું. તેણે કોમ્યુનિસ્ટ પાર્ટીઓને એવી સ્પષ્ટ રૂપમાં રાષ્ટ્રીય વિશિષ્ટ રીતો ખોળી કાઢવાની દિશામાં અભિમુખ કરી કે જે લોકસમુદાયોને ક્રાંતિની દિશામાં દોરી જવાનું વધારે સરળ બનાવે.

કૉંગ્રેસમાં લેનિને 'રશિયન ક્રાંતિનાં પાંચ વર્ષો અને વિશ્વ ક્રાંતિની સંભાવનાઓ' વિશે રિપોર્ટ પેશ કર્યો અને તેમાં વિશ્વ ક્રાંતિકારી આંદોલનની જુદી જુદી ટુકડીઓનાં કર્તવ્યોની રૂપરેખા અંકિત કરી. તેમણે કોમ્યુનિસ્ટોને ચેતવણી આપી કે ફાસીવાદના ભયને લક્ષમાં લેતાં પ્રત્યાઘાતની સામે સંઘર્ષ માટે લોકસમુદાયોની એકતા સાધવાનું કર્તવ્ય વધારે ને વધારે આગળ આવતું જાય છે, અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓને એ સંઘર્ષમાં જે અનુભવ મળશે તે રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ના ક્રાંતિકારી અનુભવને આત્મસાત્ કરવામાં તથા લાગુ કરવામાં તેઓને મદદરૂપ બનશે. તેમણે જણાવ્યું કે

બંધુભાવી પાર્ટીઓનું સૌથી મહત્ત્વનું કર્તવ્ય "ક્રાંતિકારી પ્રવૃત્તિના સંગઠન, તંત્ર, રીત, તથા અંતસ્તત્ત્વને ખરેખર સમજી લેવાનું"* છે.

લેનિને નવી આર્થિક નીતિને સોવિયેતોના દેશમાં સમાજવાદના વિજયની તૈયારી કરવાની નેમ ધરાવતી નીતિ તરીકે ગણાવી અને ફરી વાર ઉલ્લેખ કર્યો કે તેના સામાન્ય સિદ્ધાંતો સમાજવાદી સમાજના નિર્માણનો પંથ અપનાવનારા બધા દેશોમાં લાગુ થઈ શકે એવા છે. કોંગ્રેસના નિર્ણયોમાં ભારપૂર્વક જણાવવામાં આવ્યું કે વિશ્વ સર્વહારા વર્ગની દૃષ્ટિમાં સોવિયેત રશિયા વિશ્વ ક્રાંતિનો સૌથી મહત્ત્વનો પ્રથમ ગઢ છે અને ઐતિહાસિક ક્રાંતિકારી અનુભવનો ખજાનો છે. તેણે સઘળા દેશોના સર્વહારાઓને હાકલ કરી કે તેઓ સોવિયેતોના દેશની કામગાર જનતાને સમાજવાદના વિજય માટેની પરાક્રમી જહેમતોમાં ટેકો આપે.

ચોથી કોંગ્રેસે સાંસ્થાનિક તથા પરાધીન દેશોના રાષ્ટ્રીય મુક્તિ આંદોલનના અનુભવનો નિષ્કર્ષ તારવીને સંયુક્ત સામ્રાજ્યવાદ-વિરોધી મોરચાનું સૂત્ર રજૂ કર્યું અને એ દેશોની અંદર સામ્રાજ્યવાદ-વિરોધી, સામંતશાહી-વિરોધી, તથા લોકશાહીવાદી ક્રાંતિનો કાર્યક્રમ ઘડી કાઢ્યો. સામ્રાજ્યવાદ સામેના સંઘર્ષમાં રાષ્ટ્રીય મૂડીદાર વર્ગની અસંગતતાને ઉઘાડી પાડવાની સાથે સાથે કોંગ્રેસે રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ અને સંસ્થાનવાદીઓ વચ્ચેના વિરોધો પ્રત્યે તેમ જ એ હકીકત પ્રત્યે નિર્દેશ કર્યો કે રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ સામ્રાજ્યવાદ-વિરોધી તથા સામંતશાહી-વિરોધી ક્રાંતિનાં મુખ્ય કર્તવ્યો સિદ્ધ કરવાની ઉત્સુકતા ધરાવે છે. સામ્રાજ્યવાદની વિરુદ્ધનાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોને ટેકો આપવાના લેનિનના વિચારોને કોંગ્રેસે એ સંબંધમાં વિકસાવ્યા. સંયુક્ત સામ્રાજ્યવાદ-વિરોધી મોરચાનું સૂત્ર સામ્રાજ્યવાદની સામે લડવા સારુ રાષ્ટ્રીય મુક્તિ આંદોલનનાં તમામ બળોની જમાવટ કરવામાં મદદરૂપ બન્યું.

કોંગ્રેસે લોકસમુદાયોની અંદર પ્રવૃત્તિ વિસ્તારવાનું કર્તવ્ય નિર્ધારિત કરીને કામદાર મંડળોની પ્રવૃત્તિની અંદર એકતા સાધવાના કાર્યની, એ પ્રવૃત્તિમાંની ફૂટનો અંત આણવાની, આવશ્યકતા ઉપર ભાર મૂક્યો. કોમિન્ટર્ને ધોરણ લીધું કે સુધારાવાદી આમ્સ્ટર્ડામ કામદાર મંડળ ઈન્ટરનેશનલ (૧૯૧૯માં સ્થાપિત) સાથે સંકળાયેલા કામગાર સમુદાયો અને લાલ કામદાર મંડળ ઈન્ટરનેશનલ (૧૯૨૧માં સ્થાપિત) સાથે સંકળાયેલા કામદારો મૂડીવાદી

---

* વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૩, મોસ્કો, પૃષ્ઠ ૪૩૨.

આક્રમક હુમલાની સામે લડવામાં પરસ્પર સહકાર સાધી શકે એમ છે અને તેમણે સાધવો જોઈએ.

કોંગ્રેસે ફાસીવાદને કામદાર વર્ગ તેમ જ સઘળાં લોકશાહીવાદી પરિબળોના કટ્ટર વિરોધી પરિબળ તરીકે ગણાવ્યો અને તેની સામેના સંઘર્ષના સંબંધમાં કેટલાય મહત્ત્વના આદેશો નિર્ધારિત કર્યા.

આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનની સિદ્ધાંત તથા કાર્યનીતિને વિકસાવવાના કાર્યમાં કોમિન્ટર્ને લેનિનની કૃતિઓમાં કરવામાં આવેલા વિશ્વ ક્રાંતિકારી પ્રક્રિયાની સંભાવનાઓના પૃથક્કરણમાંથી માર્ગદર્શન મેળવ્યું. સોવિયેત સંઘમાં સમાજવાદના નિર્માણ માટેની લેનિનની યોજના સોવિયેત દેશની કોમ્યુનિસ્ટ પાર્ટીની પ્રવૃત્તિઓનો આધાર બની રહી. લેનિને વિશ્વ ક્રાંતિકારી આંદોલનની સંભાવનાઓના પૃથક્કરણમાં નિર્દેશ કર્યો કે વિજયી સર્વહારા ક્રાંતિના દેશનાં બળો, મૂડીવાદી દેશોમાંનું કામદાર વર્ગીય આંદોલન, અને શોષિત પ્રજાઓનું રાષ્ટ્રીય મુક્તિ આંદોલન ભેગાં મળીને દુનિયાની વસતિની પાકી ભારે બહુસંખ્યા બની રહે છે અને તેઓ સામ્રાજ્યવાદ સામેના સંઘર્ષમાં એકતા સાધી રહ્યાં છે. તેમણે સામ્યવાદીઓને શીખવ્યું કે ક્રાંતિ માટે સર્જનાત્મક કાર્ય કેવી રીતે કરવું, પોતપોતાના દેશવિશેષની અંદર વર્ગસંઘર્ષ તથા ક્રાંતિના વિકાસનાં વિશિષ્ટ લક્ષણોનું પૃથક્કરણ કેવી રીતે કરવું. પરિસ્થિતિને અનુરૂપ હોય એવી, પોતપોતાના દેશમાં વર્ગસંઘર્ષની અંદર વર્ગ-બળોના સંતુલનને તેમ જ વિશ્વ ક્રાંતિકારી આંદોલનનાં કર્તવ્યોને અનુરૂપ હોય એવી, સમુચિત નીતિ અનુસરવાની આવશ્યકતા ઉપર તેમણે ભાર મૂક્યો. લેનિને છેક આરંભથી જ કોમિન્ટર્નના વૈચારિક તથા સંગઠનાત્મક દૃઢીકરણ ઉપર અધિકતમ ધ્યાન આપ્યું. કોમિન્ટર્નની કોંગ્રેસોમાં તેમના રિપોર્ટો તથા પ્રવચનો, તેમની કૃતિ '"ઉદ્દામપંથી" સામ્યવાદ—એક બાલિશ બીમારી', તેમની સમગ્ર સૈદ્ધાંતિક તથા અમલી પ્રવૃત્તિઓ, બધું જ નવોદિત સામ્યવાદી આંદોલનને વધારે જોરદાર બનાવવાની તથા એકસૂત્રે સાંકળી લેવાની, તેની કાર્યક્ષમતા વધારવાની, દિશામાં લક્ષ્યાંકિત હતું. લેનિને ઘણા પ્રસંગોએ ઉલ્લેખ કર્યો કે સૌને માટે આદર્શ બની રહેવો જોઈએ એવો બોલ્શેવિઝમનો અનુભવ સર્જનાત્મક રીતે આત્મસાત્ કરી લેવાનું બંધુભાવી પાર્ટીઓ માટે કેટલું મહત્ત્વનું છે. સાથે સાથે જ તેમણે વારંવાર ભારપૂર્વક જણાવ્યું કે રશિયન નમૂનાની બીબાઢાળ યંત્રવત્ નકલ કરવાનું વર્જિત છે. એ ગાળા દરમિયાન સામ્યવાદી આંદોલનના આગેવાનોનું વિશાળ જૂથ

લેનિન ફરતું એકત્ર થઈ ગયું. તેમાં સર્વહારા સંઘર્ષના પીઢ લડવૈયાઓ તેમ જ યુવાન ક્રાંતિકારીઓ સામેલ હતા: બ્લાગોયેવ, દિમિત્રોવ, કોલારોવ (બલ્ગારિયા), બેલ, ગેલેહર, મેકમનુસ (ગ્રેટ બ્રિટન), વાર્ગા, કૂન (હંગેરી), હેક્કેર્ત, પીક, તેલ્માન, ઊલબ્રિખ્ત, ઝેત્કિન (જર્મની), ગ્રામશી (ઇટાલી), સ્તૂચ્કા (લાતવિયા), મિત્સ્કયાવિચ્યુસ-કાપસુકાસ (લિથુઆનિયા), વલેત્સ્કી, વાર્સ્કી, કોશૂત્સ્કા, માર્ખ્લેવ્સ્કી (પોલેંડ), રીડ, રૂથેનબેર્ગ, ફોસ્ટર (અમેરિકાનાં સંયુક્ત રાજ્યો), સુભી (તુર્કી), કુઊસિનેન, સિરોલા (ફિનલેંડ), વાઇયાન-કુત્યુરિયે, કાશાં, સેમાર (ફ્રાંસ), ઝપોતોત્સ્કી, શ્મેરાલ (ઝેકોસ્લોવાકિયા), રેકાબાર્રેન (ચિલી), પ્લાટ્ટેન (સ્વિટ્ઝરલેન્ડ), કિંગીસ્સેપ (એસ્તોનિયા), સેન કાતાયામા (જાપાન), અને બીજા ઘણા. આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલન પોતાની પ્રવૃત્તિઓ માટેનું માર્ગદર્શન અચૂક રીતે લેનિનના, કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલના મહાન સંસ્થાપક તથા નેતાના, આદેશોમાંથી લેતું રહ્યું છે.

ક્રાંતિકારી મોજું ફરી વાર ૧૯૨૩ની શરદના દિવસોમાં જર્મની, બલ્ગારિયા, તથા પોલેંડમાં ફરી વળ્યું. કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે એ દેશોના કામદાર વર્ગને પૂરી મદદ કરી અને આંતરરાષ્ટ્રીય પાયા પર સર્વહારા વર્ગના કદમ માટે કોશિશો કરી. પરંતુ એ દેશોમાંનાં ક્રાંતિકારી કદમો પરાજિત થઈ ગયાં. વિશ્વયુદ્ધ પછીનાં આરંભનાં વર્ષોમાં બન્યું હતું એવી જ રીતે મવાળપંથી સામાજિક-લોકશાહીઓએ કામદાર વર્ગની વિરુદ્ધ પ્રતિક્રાંતિકારી બળોને મદદ કરવાની દગાખોર નીતિ અખત્યાર કરી. ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓએ અનિશ્ચિતતા તથા દુવિધા પ્રદર્શિત કરી અને અણીની ઘડીએ પ્રતિક્રાંતિકારી બળોની સામે લડવાનો ઇનકાર કરી દીધો. એ વખત સુધીમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓ કામદાર વર્ગ તથા બીજા કામગાર લોકોની બહુસંખ્યાને પોતાના પક્ષે જીતી લેવામાં હજુ સફળ નહોતી થઈ. કોમિન્ટર્ન તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ એ પરાજયોમાંથી બોધપાઠો તારવ્યા, સૌથી વધારે તો માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતને સર્જનાત્મક રીતે આત્મસાત્ કરી લેવાની, આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનની રણનીતિ તથા કાર્યનીતિને અધિક વિગતવાર ઘડી કાઢવાની, અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓને કામદાર વર્ગ તેમ જ બીજા તમામ કામગાર લોકોના અધિકતમ બહોળા વિભાગોની સાથે ગાઢ સંકળાયેલી વ્યાપક તથા જોશીલી પાર્ટીઓમાં વિકસાવવાની આવશ્યકતા સમજી લીધી.

## મૂડીવાદના આંશિક સ્થિરીકરણના અને સોવિયેત સંઘમાં સમાજવાદના નિર્માણની લેનિનવાદી યોજનાને પૂરી કરવાની પૂરજોસ કામગીરીના ગાળા દરમિયાન કોમિન્ટર્ન (૧૯૨૪-૨૮)

મૂડીવાદના આંશિક સ્થિરીકરણનાં વર્ષો દરમિયાન કામદાર વર્ગના સંઘર્ષમાં નવો તબક્કો આવ્યો, તેને માટે નવા સંજોગો અસ્તિત્વમાં આવ્યા. મૂડીવાદી અર્થકારણ યુદ્ધોત્તર કટોકટીને પાર કરીને પ્રગતિની કક્ષામાં દાખલ થયું, મૂડીવાદી રાજ્ય શાસનો દૃઢ બન્યાં. આર્થિક પ્રગતિ, બેકારીમાં ઓટ, તથા કામગાર જનતાના અમુક વિભાગોમાં જીવનધોરણની ઉન્નતિથી એવો દાવો કરતા મૂડીવાદી-સુધારાવાદી વિચારો તથા સિદ્ધાંતોનો ફેલાવો સરળ બન્યો કે મૂડીવાદ પડતીના ગાળાને પાર કરી ગયો છે, તેના તીવ્ર આંતરવિરોધો ખતમ થઈ ગયા છે, અને "સંઘટિત મૂડીવાદ"નો યુગ આવી રહ્યો છે. મવાળપંથી સમાજવાદી આગેવાનો વ્યાપક સુધારાવાદી કામદાર સંગઠનોને મૂડીદાર વર્ગ જોડે સહયોગના માર્ગે ચડાવી દેવામાં કામયાબ થઈ ગયા. એ વરસો દરમિયાન હડતાલ પ્રવૃત્તિમાં ધ્યાન ખેંચે એવી ઓટ આવી ગઈ. સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓ યુરોપિયન કામદાર વર્ગીય આંદોલનમાં વધારે પ્રભાવક બની ગઈ, સુધારાવાદી સમાજવાદી કામદાર ઈન્ટરનેશનલની સાથે જોડાયેલી પાર્ટીઓની કુલ સભ્યસંખ્યા સાત મિલિયન સુધી પહોંચી ગઈ.

કોમિન્ટર્ને ફરી ફરીને જાહેર કર્યું કે મૂડીવાદની સામાન્ય કટોકટીની પૃષ્ઠભૂમિમાં થઈ રહેલું મૂડીવાદનું સ્થિરીકરણ દૃઢ અથવા દીર્ઘજીવી ન જ બની શકે. મૂડીવાદના સ્થિરીકરણને કમજોર બનાવતી મહત્ત્વની બાબત સોવિયેતોના દેશના અસ્તિત્વની હતી, તેનાં વધતાં જતાં સામર્થ્ય તથા પ્રતિષ્ઠાની હતી.

નવી પરિસ્થિતિમાં આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય તથા સામ્યવાદી આંદોલનનાં તાત્કાલિક કર્તવ્યો તથા સંભાવનાઓનું પુનર્નિરૂપણ કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ તથા તેના વિભાગો માટે આવશ્યક બની ગયું.

કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની પાંચમી કોંગ્રેસ ૧૯૨૪ના જૂનની ૧૭મી તારીખથી જુલાઈની આઠમી તારીખ સુધી મોસ્કોમાં ભરવામાં આવી હતી.

તેમાં ૪૬ કોમ્યુનિસ્ટ પાર્ટીઓ, ત્રણ કામદાર પાર્ટીઓ, એક લોક ક્રાંતિકારી પાર્ટી, અને દસ આંતરરાષ્ટ્રીય સંગઠનોના ડેલિગેટોએ ભાગ લીધો હતો. એ કોંગ્રેસમાં મુખ્ય ધ્યાન કોમ્યુનિસ્ટ પાર્ટીઓને વૈચારિક તથા સંગઠનાત્મક દૃષ્ટિએ વધારે મજબૂત બનાવવાની બાબત ઉપર કેંદ્રિત રાખવામાં આવ્યું હતું. જગતના સામ્યવાદીઓ પહેલી જ વાર લેનિન વગર એકત્રિત થયા હતા. આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનના નેતાના, કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલના સંસ્થાપક તથા માર્ગદર્શકના, અવસાનથી એવી ખોટ પડી કે જે કદી પૂરી ન શકાય.

કોમિન્ટર્નની કોંગ્રેસે કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલના વિભાગોના બોલ્શેવિકીકરણનું સૂત્ર રજૂ કર્યું. એ સૂત્ર લેનિનના એવા વિચારો ઉપર આધારિત હતું કે બંધુભાવી કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ બોલ્શેવિઝમના અનુભવને આત્મસાત્ કરવો જોઈએ. લેનિનની સૂચનાઓને અનુસરીને કોંગ્રેસે નિવેદન કર્યું કે કોઈ પણ સંજોગોમાં બોલ્શેવિકીકરણને રશિયન બોલ્શેવિક પાર્ટીનો સમગ્ર અનુભવ બીજી બધી પાર્ટીઓમાં યંત્રવત્ લાગુ કરવાના અર્થમાં સમજવાનું નથી. કોંગ્રેસે ભારપૂર્વક જાહેર કર્યું કે "કોમ્યુનિસ્ટ પાર્ટીઓના બોલ્શેવિકીકરણમાં લેનિનના આદેશોને નિષ્ઠાપૂર્વક અનુસરવું જોઈએ અને **દરેક દેશની વાસ્તવિક પરિસ્થિતિને લક્ષમાં રાખવી જોઈએ.**"* પાર્ટીઓ બોલ્શેવિઝમના અનુભવને તેમ જ સમગ્ર આંતરરાષ્ટ્રીય અનુભવને આત્મસાત્ કરવાથી ફૂર્તિલા સંઘર્ષ માટે સુસજ્જિત બની ગઈ અને તેઓને પોતપોતાના દેશોમાંની વિશિષ્ટ સમસ્યાઓને ઉકેલવા શકિતમાન રાષ્ટ્રવ્યાપી રાજકીય પરિબળો બનવામાં મદદ મળી.

કોંગ્રેસે કરેલી વ્યાખ્યા મુજબ ખરી બોલ્શેવિક પાર્ટી એવી લોકવ્યાપી, ક્રાંતિકારી, માર્ક્સવાદી, કેંદ્રીકૃત પાર્ટી હોય કે જે મવાળપંથી તકવાદ પ્રત્યે અણનમ વલણ ધરાવતી હોય, મતાંધતા તથા સંકુચિતતાથી મુકત હોય, અને લચીલી કાર્યનીતિને અમલમાં મૂકવા શકિતમાન હોય.

કોંગ્રેસે નિર્દેશ કર્યો કે કોમ્યુનિસ્ટ પાર્ટીઓના બોલ્શેવિકીકરણમાં મહત્ત્વનું કર્તવ્ય માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતની વિકૃતિઓની વિરુદ્ધ લડત ચલાવવાનું છે, અને કોંગ્રેસે ભારપૂર્વક જાહેર કર્યું કે માર્ક્સવાદ-લેનિનવાદને

---

*'કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ, દસ્તાવેજો', (રશિયન ભાષામાં), મોસ્કો, પૃષ્ઠ ૩૯૬.

તજી દેતાં મવાળપંથી તેમ જ ઉગ્રપંથી રાજકીય વિચલનો તથા પ્રસ્થાનો સર્વહારા વર્ગની વર્ગ-વિચારસરણીને તજી દેતાં પ્રસ્થાનો સાથે સંકળાયેલાં છે.

બોલ્શેવિકીકરણનું સૂત્ર, રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)નો અનુભવ સર્જનાત્મક રીતે લાગુ કરવાનું ધોરણ, કોમ્યુનિસ્ટ પાર્ટીઓને વૈચારિક તથા સંગઠનાત્મક દૃષ્ટિએ પદ્ધતિસર તથા ખંતથી વધારે મજબૂત બનાવવાનું ધોરણ, લોકસમુદાયોની જોડે કોમ્યુનિસ્ટ પાર્ટીઓના સંબંધો વિસ્તારવાનું ધોરણ, આગામી ગાળાનો ઉપયોગ કામદાર વર્ગને તથા તેની સામ્યવાદી અગ્રિમ હરોળને ભાવિ નિર્ણાયક લડાઈઓ માટે તાલીમ આપવા સારુ કરવાનું ધોરણ, અને માર્ક્સવાદી-લેનિનવાદી કાર્યકરો કાળજીથી પસંદ કરવાનું તથા તેમને કેળવણી આપવાનું ધોરણ, મૂડીવાદના આંશિક સ્થિરીકરણના ગાળામાં રાજકીય પરિસ્થિતિની આવશ્યકતાઓને પૂરેપૂરું અનુરૂપ હતું. એ સૂત્રનું—અને કોમિન્ટર્નની પાંચમી કોંગ્રેસે તેને રજૂ કરીને મહાન સેવા બજાવી હતી—આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનમાં ઉત્સાહથી સમર્થન કરવામાં આવ્યું.

બોલ્શેવિકીકરણની પ્રક્રિયા દરમિયાન કોમ્યુનિસ્ટ પાર્ટીઓના રચનાતંત્રમાં પરિવર્તન થયું; ફેરફાર કરીને ઉત્પાદન ઘટકોમાંની પ્રવૃત્તિને અગત્યનું સ્થાન આપવામાં આવ્યું, એવો ફેરફાર કેવળ સંગઠનની દૃષ્ટિએ જ નહિ પરંતુ રાજકીય દૃષ્ટિએ પણ મહત્ત્વનો હતો; સામૂહિક નેતાગીરીએ સ્પષ્ટ આકાર ધારણ કર્યો.

માર્ક્સવાદી-લેનિનવાદી પાર્ટીઓને વધારે કાર્યદક્ષ બનાવવામાં એકતાને અધિક દૃઢ બનાવવાનું અનિવાર્ય હતું. પાંચમી કોંગ્રેસના સમય સુધીમાં એકતાના સિદ્ધાંતની ઉપર રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની અંદર તેમ જ કેટલીય બીજી કોમ્યુનિસ્ટ પાર્ટીઓની અંદર જૂથબંધી ચલાવતી ટોળકીઓએ ઝનૂની પ્રહારો કર્યા હતા. રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની અંદર ૧૯૨૩ની શરદમાં સંગઠનાત્મક દૃષ્ટિએ આકાર ધારણ કરનારા ત્રોત્સ્કીપંથી વિરોધી જૂથે સાધારણ સભ્યોને પાર્ટીના તંત્ર વિરુદ્ધ ઉશ્કેરવાની કોશિશ કરી અને જૂથબંધી ચલાવવાની આઝાદીની તેમ જ પાર્ટી તરફથી અનુસરવામાં આવતી નીતિને હકીકતમાં તજી દેવાની માંગ ઉઠાવી, તેણે પાર્ટીને લેનિનવાદી માર્ગથી અળગી ખસેડી દેવાની કોશિશ કરી. કોમિન્ટર્નની પાંચમી કોંગ્રેસે રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની કેંદ્રીય સમિતિ તરફથી રજૂ કરવામાં આવેલો 'સોવિયેત સંઘમાં આર્થિક પરિસ્થિતિ અને રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી

3*

(બોલ્શેવિકો)ની અંદર ચર્ચાઓ' સાંબંધી રિપોર્ટ સાંભળ્યો. કોમિન્ટર્નની કોંગ્રેસે રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની કેંદ્રીય સમિતિને લેનિનવાદ-વિરોધી જૂથ સામેના સંઘર્ષમાં સર્વાનુમતે ટેકો આપ્યો અને રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ના તેરમા સંમેલન તથા તેરમી કોંગ્રેસના નિર્ણયોને બહાલી આપી. એ નિર્ણયોમાં ત્રોત્સ્કીપંથી વિરોધી જૂથના કાર્યક્રમ તથા કદમને "પાર્ટીની એકતા માટે અને એટલે સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘની અંદર સર્વહારા વર્ગની સરમુખત્યારી માટે જોખમ"* તરીકે ધુતકારી કાઢવામાં આવ્યાં હતાં.

કોમિન્ટર્નની પાંચમી કોંગ્રેસના નિર્ણયોમાં જણાવવામાં આવ્યું હતું કે સંયુકત કામદાર મોરચાની કાર્યનીતિ હંમેશ જેટલી જ ખરી અને આવશ્યક છે. તેની સાથે સાથે કોંગ્રેસે સંયુકત કામદાર મોરચાની વિભાવનાનું સંકોચન કરતા અમુક નિર્ણયો કાર્યનીતિના સંબંધમાં લીધા. કોમિન્ટર્ને અગાઉ રજૂ કરેલા કામદારો તથા કિસાનોની સરકારના સૂત્રને સર્વહારા વર્ગની સરમુખત્યારી જોડે એકરૂપ બનાવી દેવામાં આવ્યું, જેના પરિણામે એ સૂત્રનું સંક્રમણાત્મક સૂત્ર તરીકેનું ખરું અંતસ્તત્ત્વ ખતમ થઈ ગયું. કોંગ્રેસના નિર્ણયોનાં અમુક વિધાનોમાં સામાજિક-લોકશાહીવાદને અમુક અંશે ફાસીવાદ સાથે સમરૂપ ગણાવવામાં આવ્યો હતો. એવી ગલતીઓના પરિણામે, સંયુકત મોરચા માટેના, સામ્યવાદીઓના ફૂર્તિલા સંઘર્ષમાં અવરોધો ઊભા થયા.

કોંગ્રેસે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે માર્ક્સવાદ-લેનિનવાદના સિદ્ધાંતને આત્મસાત્ કરી લેવાનું અને સિદ્ધાંત તેમ જ અમલનાં ક્ષેત્રોમાં તકવાદી વિચલનોનો તદ્દન અંત આણી દેવાનું કર્તવ્ય નિર્ધારિત કર્યું. પૂર્વના દેશો ઉપર, સાંસ્થાનિક તથા અર્ધસાંસ્થાનિક દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓના કાર્ય ઉપર, વધારે ધ્યાન આપવાની આવશ્યકતા પ્રત્યે તેણે નિર્દેશ કર્યો.

ક્રાંતિકારી બળોની એકતા તથા મજબૂતી સાધવાની દિશામાં લક્ષ્યાંકિત કોમ્યુનિસ્ટ પાર્ટીની પ્રવૃત્તિઓને મૂડીવાદના આંશિક સ્થિરીકરણના ગાળા દરમિયાન મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી આંદોલન તરફથી પ્રચંડ અવરોધો તથા અત્યંત આકરા પ્રતિકારનો સામનો કરવો પડયો. "સંઘટિત મૂડીવાદ"ના સિદ્ધાંતની હિમાયત કરતા મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી આંદોલને મૂડીવાદ વિરુદ્ધનો સંઘર્ષ વાસ્તવમાં તજી દીધો હતો, તે મૂડીવાદને

---

*એ જ પ્રકાશન, પૃષ્ઠ ૪૬૩.

સુધારવાના પ્રયાસો કરતું હતું, અને મૂડીદાર વર્ગની જોડે સહયોગ કરતું હતું. એવી નીતિથી કામદાર વર્ગની અંદરનું વિભાજન વધારે ઊંડું બન્યું. કામદાર વર્ગીય આંદોલનની અંદર મુખ્ય જોખમ સમા સુધારાવાદે કોમ્યુનિસ્ટ પાર્ટીઓની અંદર મવાળપંથી વિચલનોના ઉગમને પ્રવેગ આપ્યો. ઝેકોસ્લોવાકિયા (બુબનિક જૂથ), ફ્રાંસ (સુવારિન જૂથ), તથા બીજા દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓની અંદરનાં મવાળપંથી જૂથોને કોમિન્ટર્ને જોસભેર ધુતકારી કાઢયાં.

કોમ્યુનિસ્ટ પાર્ટીઓને વૈચારિક તથા સંગઠનાત્મક રીતે મજબૂત બનાવવાના કાર્ય દરમિયાન કોમિન્ટર્ને કેવળ મવાળપંથી જોખમની વિરુદ્ધ જ નહિ પરંતુ વેરી બળોના હલ્લાને વાસ્તવમાં મદદરૂપ બનતાં "ઉગ્રપંથી" વિચલનોની વિરુદ્ધ પણ પ્રહારો કર્યા. "ઉગ્રપંથીઓ" તથા "અતિ-ઉગ્રપંથીઓ" મૂડીવાદના સ્થિરીકરણની હકીકતનો અસ્વીકાર કરતા હતા અને ક્રાંતિકારી આંદોલનમાં ઓટ આવી ગઈ હોવા છતાં સત્તા માટેના સીધા સંઘર્ષનો આગ્રહ રાખતા હતા, તેઓ લોકસમુદાયોની અંદર પ્રવૃત્તિ ચલાવવાની બાબતને તુચ્છકારભરી નજરે જોતા હતા અને કામદાર વર્ગની આંતરરાષ્ટ્રીય એકતાનો વિરોધ કરતા હતા. "ઉગ્રપંથીઓ" સંયુક્ત કામદાર મોરચાની નીતિને હકીકતમાં ખરાબે ચડાવી દેતા હતા. ૧૯૨૫ અને ૧૯૨૬નાં વર્ષો દરમિયાન કેટલીય કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ **કોઈકાસ**ની મદદ વડે "અતિ-ઉગ્રપંથીઓ"ને વૈચારિક તથા સંગઠનાત્મક રીતે પરાજિત કરી દીધા. જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં ફિશર તથા માસ્લોવના જૂથને આગેવાનીના સ્થાનેથી હઠાવી દેવામાં આવ્યું અને એર્ન્સ્ટ તેલ્માન પાર્ટીના આગેવાન બન્યા. ૧૯૨૬ના જાન્યુઆરીમાં ભરાયેલી ઇટાલિયન કોમ્યુનિસ્ટ પાર્ટીની ત્રીજી કોંગ્રેસે બોર્દીગીના "અતિ-ઉગ્રપંથી" વિચલનને ધુતકારી કાઢયું અને પાર્ટી ગ્રામશી તથા તોલિયાતીની આગેવાની ધરાવતા માર્ક્સવાદી-લેનિનવાદી કેંદ્ર ફરતે એકત્રિત થઈ ગઈ. એ ગાળા દરમિયાન બીજી કેટલીય કોમ્યુનિસ્ટ પાર્ટીઓની અંદર પણ "અતિ-ઉગ્રપંથી" વિચલનોને પરાજિત કરી દેવામાં આવ્યાં.

સંયુક્ત કામદાર મોરચાની નીતિને અમલી બનાવવામાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ અમુક પ્રમાણમાં સાધેલી સફળતાની સાબિતી પૂરી પાડતી હકીકતોમાં ૧૯૨૫-૧૯૨૬ દરમિયાન કોમ્યુનિસ્ટ પાર્ટીની પહેલકદમીના પરિણામે જર્મનીમાં ઠાકોરોની મિલકત જપ્ત કરાવી લેવા માટે ચલાવવામાં આવેલી

વ્યાપક ઝુંબેશ, ૧૯૨૫ દરમિયાન મોરોક્કો તથા સિરિયામાંના સાંસ્થાનિક યુદ્ધની વિરુદ્ધ લક્ષ્યાંકિત ફ્રેંચ કામદારોની જોરદાર રાજકીય હડતાલ, ઍંગ્લો-રશિયન ટ્રેડ-યુનિયન એકતા સમિતિની સ્થાપના, અને બીજી કેટલીય ઘટનાઓનો સમાવેશ થાય છે. બ્રિટનમાં સામાન્ય હડતાલ (મે, ૧૯૨૬) અને ઑસ્ટ્રિયામાં પોલીસની સાથે સખત ઝપાઝપીઓ (૧૯૨૭) જેવાં મોટાં વર્ગ-ઘર્ષણોથી અગ્રગામી કામદારોનો જોશીલો ક્રાંતિકારી મિજાજ જાળવી રાખવામાં મદદ મળી.

એ વખત સુધીમાં કોમિન્ટર્ન તથા તેના વિભાગોની સમક્ષ મૂડીવાદી દેશોના કામદાર વર્ગના અને સંસ્થાનો તથા અર્ધસંસ્થાનોની પીડિત પ્રજાઓના સંઘર્ષનાં તાત્કાલિક કર્તવ્યો તેમ જ ભાવિ સંભાવનાઓ સંબંધી નીતિને નક્કર સ્વરૂપ આપવાની આવશ્યકતા ઊભી થઈ હતી. એ બાબત ખાસ મહત્ત્વની તથા તાકીદની હતી કારણ કે ત્રોત્સ્કીપંથી-ઝિનોવ્યેવપંથી વિરોધી જૂથે કોમિન્ટર્નની સામાન્ય નીતિ ઉપર પ્રહારો શરૂ કરી દીધા હતા અને તેમાં ફેરફાર કરવાની માંગ ઉઠાવી હતી.

વિરોધી જૂથનો સંઘર્ષ એક જ દેશમાં સમાજવાદના નિર્માણની શક્યતાના મુખ્ય સવાલ પર કેંદ્રિત હતો. એ સવાલ કેવળ સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની નીતિ માટે જ નહિ પરંતુ આખી કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ માટે પણ પરમ મહત્ત્વનો હતો. ત્રોત્સ્કીપંથી-ઝિનોવ્યેવપંથી વિરોધી જૂથે એવી લેનિનવાદી થિસિસનો ખુલ્લંખુલ્લા વિરોધ કર્યો કે એક દેશમાં સમાજવાદનો વિજય શક્ય છે. કોમિન્ટર્નની કારોબારી સમિતિની સાતમી વિસ્તારિત પૂર્ણ મિટિંગમાં (નવેંબર-ડિસેંબર, ૧૯૨૬) વિરોધી જૂથના આગેવાનો ત્રોત્સ્કી, ઝિનોવ્યેવ, તથા કામેનેવે પોતાનો "કાયમી ક્રાંતિ"નો વિચાર મંજૂર કરાવવાની કોશિશ દરમિયાન એવી દલીલ કરી કે પશ્ચિમમાં ક્રાંતિ થાય તો જ સોવિયેત યુનિયનમાં સમાજવાદનું નિર્માણ થઈ શકે, અને જંગ શરૂ કરવાના કદમ સમેત ગમે તેવી રીતો અજમાવીને એવી ક્રાંતિ "કરાવવી" જ જોઈએ. વિરોધી જૂથે સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની બદગોઈ કરી અને તેની ઉપર વિશ્વ ક્રાંતિને "અવગણવાનો", "રાષ્ટ્રીય સંકુચિતતાની વૃત્તિનો", તેમ જ "ભ્રષ્ટતામાં સરી પડવાનો" આક્ષેપ મૂક્યો. ત્રોત્સ્કીપંથી-ઝિનોવ્યેવપંથી વિરોધી જૂથે આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનની ઉપર આંધળિયાં કરવાનું ધોરણ લાદવાની કોશિશ કરી.

કોમિન્ટર્નની કારોબારી સમિતિમાં ત્રોત્સ્કીપંથનો સામનો કરવામાં અને માર્ક્સવાદી-લેનિનવાદી નીતિની રક્ષા કરવામાં સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની કેંદ્રીય સમિતિના પ્રતિનિધિમંડળે મહત્ત્વની ભૂમિકા ભજવી હતી. પ્રતિનિધિમંડળમાં સ્તાલિન, માનુઈલ્સ્કી, ક્નોરિન, પ્યાત્નીત્સ્કી તથા અન્ય સાથીઓ સામેલ હતા. ત્રોત્સ્કીપંથ સામેના સંઘર્ષમાં તેમનું સમર્થન તોલિયાતી (ઇટાલી), શ્મેરાલ (ઝેકોસ્લોવાકિયા), તેલ્માન અને ઝેત્કિન (જર્મની), દિમિત્રોવ અને કોલારોવ (બલ્ગારિયા), કુઊસિનેન અને સિરોલા (ફિનલેંડ), અને સેન કાતાયામા (જાપાન) જેવા તેમ જ આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનના બીજા જાણીતા આગેવાનોએ કર્યું હતું.

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની નીતિ વિશે અવિશ્વાસ પેદા કરવાના અને કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની વૈચારિક તથા સંગઠનાત્મક એકતામાં ભંગાણ પાડવાના વિરોધી જૂથના પ્રયાસોને **કોઈકાસ**ની સાતમી પૂર્ણ મિટિંગે સર્વાનુમતે ધુતકારી કાઢયા અને એ પ્રયાસો તદ્દન નાકામયાબ થઈ ગયા. એક જ દેશમાં સમાજવાદી ક્રાંતિનો વિજય અશક્ય છે, એવા ત્રોત્સ્કીપંથી દાવાને પૂર્ણ મિટિંગે સજજડ રદિયો આપ્યો અને નિર્દેશ કર્યો કે "સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો) સમાજવાદી નિર્માણની સાવ ખરી નીતિને અનુસરી રહી છે અને પૂરો વિશ્વાસ ધરાવે છે કે પરિપૂર્ણ સમાજવાદી સમાજના નિર્માણ માટે 'જરૂરી તથા આવશ્યક બધું જ' સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘની આંતરિક સાધનસંપત્તિમાં મોજૂદ છે."* સાતમી પૂર્ણ મિટિંગના નિર્ણયોમાં અંતર્ભૂત ખ્યાલ એવો હતો કે સોવિયેત યુનિયનમાં સમાજવાદી સમાજના નિર્માણનું માર્ગદર્શન કરતી વેળા સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો) આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી કામદાર વર્ગીય આંદોલનને તથા પ્રજાઓના રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષને પ્રચંડ ટેકો આપી રહી છે અને પોતાનો ખરો આંતરરાષ્ટ્રવાદ વાસ્તવિક કૃત્યોમાં પ્રદર્શિત કરી રહી છે.

પૂર્ણ મિટિંગે ઝિનોવ્યેવની તકવાદી ગલતીઓને કારણે તેને કોમિન્ટર્નની કારોબારી સમિતિના અધ્યક્ષપદેથી હઠાવી દીધો. એ પદને નાબૂદ કરી નાખવામાં આવ્યું અને સામુદાયિક માર્ગદર્શક સંસ્થાની, **કોઈકાસ**ના રાજકીય સચિવમંડળની, સ્થાપના કરવામાં આવી.

---

*એ જ પ્રકાશન, પૃષ્ઠ ૬૮૦.

ત્રોત્સ્કીપંથી-ઝિનોવ્યેવપંથી વિરોધી દળનો પરાજય સામ્યવાદી આંદોલનના ત્યાર પછીના સમગ્ર વિકાસ માટે પ્રચંડ મહત્ત્વનો સાબિત થયો. કોમિન્ટર્નની સામાન્ય નીતિના અમલના માર્ગમાંથી ગંભીર અવરોધને હઠાવી દેવામાં આવ્યો. કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે વિશ્વ ક્રાંતિની સંભાવનાઓ, સામ્યવાદી આંદોલનની રણનીતિ તથા કાર્યનીતિ તેમ જ તેની હરોળોની સુગ્રથિતતા વિશે તદ્દન સ્પષ્ટ તથા ચોક્કસ વિધાનો માર્ક્સવાદ-લેનિનવાદના આધારે નિરૂપિત કર્યાં.

ત્રીજા દાયકામાં કોમિન્ટર્નની પ્રવૃત્તિઓમાં સંસ્થાનો તથા અર્ધસંસ્થાનોમાંના રાષ્ટ્રીય મુક્તિ આંદોલન સંબંધી સવાલો મહત્ત્વનું સ્થાન ધરાવતા હતા. મૂડીવાદના આંશિક સ્થિરીકરણનાં વર્ષો દરમિયાન જગતના એ વિસ્તારમાં સામ્રાજ્યવાદ-વિરોધી સંઘર્ષની જ્વાળા નિરંતર વધારે જોર પકડતી ગઈ. ૧૯૨૫-૧૯૨૭ દરમિયાન ચીનમાં રાષ્ટ્રીય ક્રાંતિ વિકાસ પામી. સિરિયા, મોરોક્કો, હિંદુસ્તાન, ઇન્ડોનેશિયા, અને કેટલાય લેટિન અમેરિકી દેશોમાં સામ્રાજ્યવાદ-વિરોધી સંઘર્ષોનો જુવાળ ફેલાઈ ગયો.

પીડિત દેશોમાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલનમાં અત્યંત સક્રિય ભાગ લેવાથી એ દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે મોકળા બનતા પ્રચંડ શક્યતાઓના માર્ગ પ્રત્યે કોમિન્ટર્ને નિર્દેશ કર્યો. તેની સાથે સાથે કોમિન્ટર્ને એ દેશોના સામ્યવાદીઓને લોકસમુદાયોના ટેકા વગરનાં ઉતાવળિયાં કદમો વિરુદ્ધ ચેતવણી આપી.

ત્રીજા દાયકાના પૂર્વાર્ધમાં સંસ્થાનો તથા અર્ધસંસ્થાનોમાં કામદાર વર્ગ હજુ આકાર ધારણ કરવાની પ્રક્રિયામાંથી પસાર થઈ રહ્યો હતો અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓ હજુ પહેલાં ડગલાં જ માંડી રહી હતી એટલે કોમિન્ટર્ને ધોરણ લીધું કે રાષ્ટ્રીય મુક્તિ આંદોલનમાં સર્વહારા વર્ગે આગેવાનીની ભૂમિકા ધારણ કરી લેવાની અને સામ્યવાદીઓએ નેતાગીરીના સ્થાને પહોંચી જવાની બાબતને સીધા કર્તવ્ય તરીકે રજૂ કરવાનો સમય હજુ પાક્યો નથી.

કોમિન્ટર્ને ૧૯૨૫-૨૭ની ચીની રાષ્ટ્રીય મુક્તિ ક્રાંતિ પર ખાસ ધ્યાન આપ્યું. ચીનમાં ક્રાંતિ થઈ તે પહેલાં પણ **કોઈકાસ** તરફથી ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીને રાષ્ટ્રવાદી પાર્ટી કુઓમિન્ટાંગ પ્રત્યે સમુચિત નીતિ ઘડી કાઢવામાં મદદ કરવામાં આવી હતી. કોમ્યુનિસ્ટ પાર્ટી પોતાની વૈચારિક તથા સંગઠનાત્મક સ્વતંત્રતા સુરક્ષિત રાખીને કુઓમિન્ટાંગમાં જોડાઈ ગઈ અને તેને સઘળાં રાષ્ટ્રીય-ક્રાંતિકારી બળોના મોરચામાં પલટાવી નાખવાનું કાર્ય કરવા લાગી.

ચીનમાં ક્રાંતિ શરૂ થઈ ત્યારથી **કોઈકાસ** તેના સ્વરૂપ તથા તેની વિકાસકક્ષાઓનું પૃથક્કરણ સતત કરતી રહી, અને ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીને તેનાં કર્તવ્યો નિર્ધારિત કરવામાં મદદ આપતી રહી.

**કોઈકાસ**ની સાતમી વિસ્તારિત પૂર્ણ મિટિંગે ચીનની ક્રાંતિને સામ્રાજ્યવાદ-વિરોધી મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ તરીકે વર્ણવી અને તેના રાષ્ટ્રવ્યાપી સ્વરૂપનો ભારપૂર્વક ઉલ્લેખ કર્યો. **કોઈકાસ**ના ધોરણમાં ત્રોત્સ્કીપંથી વિરોધી જૂથની ઉગ્ર-આંધળિયાંવૃત્તિની નીતિને નકારી કાઢવામાં આવી અને ભારપૂર્વક જાહેર કરવામાં આવ્યું કે ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીએ લોકસમુદાયોને સામ્રાજ્યવાદ-વિરોધી સામંતશાહી-વિરોધી ક્રાંતિમાં ભાગ લેવા માટે જાગૃત કરવા જોઈએ. **કોઈકાસ** તરફથી નિર્દેશ કરવામાં આવ્યો કે કુઓમિન્ટાંગને મૂડીદારો-જમીનદારોની પાર્ટીમાં પલટાવી નાખવાની કોશિશ કરનારાં તેનાં મવાળપંથી તત્ત્વોની વિરુદ્ધ કોમ્યુનિસ્ટોએ પદ્ધતિસર તથા મક્કમ સંઘર્ષ લડવાનું આવશ્યક છે.

૧૯૨૭ના એપ્રિલમાં ચાંગ કાઈ-શેકના પ્રતિક્રાંતિકારી રાજ્યપલટા પછી અને રાષ્ટ્રીય મૂડીદાર વર્ગનો મુખ્ય હિસ્સો ક્રાંતિથી અલગ થઈ ગયો ત્યાર પછી, જમીનનો સવાલ ઉકેલવાનું અને કરોડો કિસાનોને ક્રાંતિકારી આંદોલનમાં ખેંચવાનું વધારે ને વધારે મહત્ત્વનું બનતું ગયું ત્યારે, ચીની સામ્યવાદીઓને ક્રાંતિના નવા તબક્કામાં કર્તવ્યો નિર્ધારિત કરવામાં **કોઈકાસ** તરફથી સહાય આપવામાં આવી હતી. ચીની ક્રાંતિના સંબંધમાં કોમિન્ટર્નના નિર્ણયો ચીનની નવોદિત કોમ્યુનિસ્ટ પાર્ટીને સારી પેઠે સહાયભૂત બન્યા અને તેની નેતાગીરીએ કરેલી મવાળપંથી તકવાદી તથા બીજી ગલતીઓને ખતમ કરવામાં મદદરૂપ થયા.

ઇન્ડોનેશિયન કોમ્યુનિસ્ટ પાર્ટીને દેશનાં સમગ્ર રાષ્ટ્રીય-ક્રાંતિકારી બળોની જમાવટ કરવાના તથા સંયુકત રાષ્ટ્રીય મોરચો ઘડવાના પ્રયાસોમાં **કોઈકાસ** તરફથી મદદ કરવામાં આવી હતી. ઇન્ડોનેશિયાની કોમ્યુનિસ્ટ પાર્ટીએ કિસાનપ્રજા અને નિમ્નમૂડીવાદી પાર્ટીઓ તથા સંસ્થાઓ પ્રત્યેના અભિગમમાં કરેલી સંકુચિતતાની વૃત્તિની ગલતીઓની કોમિન્ટર્ને દૃઢતાથી ટીકા કરી અને એ ગલતીઓને ખતમ કરવાનો માર્ગ નિર્દેશિત કર્યો.

૧૯૨૭ના ફેબ્રુઆરીમાં બ્રસેલ્સમાં સ્થાપવામાં આવેલા 'સામ્રાજ્યવાદ તથા સાંસ્થાનિક પીડનની વિરુદ્ધ અને રાષ્ટ્રીય સ્વતંત્રતા માટેના સંઘે' સામ્રાજ્યવાદ-વિરોધી સંયુકત મોરચો રચવામાં અગત્યની ભૂમિકા ભજવી.

એ સંઘનું સંગઠન આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગ અને એશિયા, આફ્રિકા, તથા લેટિન અમેરિકાના સાંસ્થાનિક તથા પરાધીન દેશોની પ્રજાઓના વ્યાપક સામ્રાજ્યવાદ-વિરોધી સંયુકત મોરચાનું પહેલું સંગઠન હતું. મૂડીવાદી દેશોના પ્રસિદ્ધ પ્રગતિશીલ બુદ્ધિજીવીઓએ સંઘની પ્રવૃત્તિઓમાં ભાગ લીધો હતો; સઘળા ખંડોમાંની ઘણી રાજકીય, ટ્રેડ-યુનિયન, સાંસ્કૃતિક, તથા બીજી લોક સંસ્થાઓ તેની સાથે સંકળાયેલી હતી.

પેકિંગ ખાતેના સોવિયેત રાજદૂતાવાસ અને શાંઘાઈ ખાતેના સોવિયેત વાણિજ્યદૂતાવાસની ઉપર ઉશ્કેરણીના હુમલાઓ, લંડનમાં સોવિયેત વાણિજ્ય પ્રતિનિધિત્વ કાર્યાલયની ઉપર હલ્લો અને તેના પરિણામે ઍંગ્લો-સોવિયેત ડિપ્લોમૅટિક સંબંધોમાં ભંગાણ, તેમ જ બીજી કેટલીય સામ્રાજ્યવાદી ઉશ્કેરણીઓ પછી ૧૯૨૭માં ઊભા થયેલા યુદ્ધના જોખમની વિરુદ્ધ કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલે ફૂર્તિલી ઝુંબેશ ચલાવી હતી. એવા સંજોગોમાં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની કારોબારી સમિતિએ બધા દેશોના સામ્યવાદીઓને પોતાની હરોળોની એકતા મજબૂત બનાવવાની તથા સામ્રાજ્યવાદીઓના હુમલા સામે સોવિયેત યુનિયનની રક્ષા માટે સમગ્ર બળોની જમાવટ કરવાની અને ચીનમાં ચાલતા સામ્રાજ્યવાદી યુદ્ધનું લૂંટફાટિયું સ્વરૂપ ઉઘાડું પાડવાની હાકલ કરી. સોવિયેત યુનિયનની વિરુદ્ધ મૂડીવાદી રાજ્યોના આક્રમક જૂથનું સંઘટન કરવાનાં કારસ્તાનોને કોમિન્ટર્ન તથા તેના વિભાગોએ ઉઘાડાં પાડયાં.

મૂડીવાદી આક્રમક હલ્લાની સામે, જંગના જોખમની સામે, અને સામ્રાજ્યવાદની લૂંટફાટની સાંસ્થાનિક નીતિની સામે ઝુંબેશ ચલાવતી વેળા કોમિન્ટર્ન તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ કામદાર વર્ગ તથા કામગાર જનતાના અન્ય વિભાગોની એકતા સાધવાની જહેમતો કરી. પરંતુ મૂડીદાર વર્ગની જોડે વર્ગ સહયોગની નીતિ અનુસરનાર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓ, તેઓના મવાળપંથી આગેવાનો, તેમ જ સમાજવાદી કામદાર ઈન્ટરનેશનલ તથા આમ્સ્ટર્ડામ આંતરરાષ્ટ્રીય ટ્રેડ-યુનિયન સંઘના આગેવાનો, પોતાની નીતિને અધિકાધિક પ્રમાણમાં મૂડીવાદનાં હિતોને અનુરૂપ બનાવતા ગયા અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓ તથા ક્રાંતિકારી કામદારોની વિરુદ્ધ પોતાના સંઘર્ષને વધારે ઉગ્ર બનાવતા ગયા. મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી આગેવાનોએ કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ, સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો), અને સોવિયેત યુનિયનની વિરુદ્ધ બદગોઈની ઝુંબેશ ચલાવી.

**કોઈકાસ**ની નવમી પૂર્ણ મિટિંગના (ફેબ્રુઆરી, ૧૯૨૮) બ્રિટિશ

તથા ફ્રેંચ સવાલો અંગેના નિર્ણયોમાં નવા કાર્યનીતિ સંબંધી સિદ્ધાંતો સમાવિષ્ટ હતા જે આગળ જતાં "વર્ગની વિરુદ્ધ વર્ગ"ની કાર્યનીતિ તરીકે જાણીતા થયા.

મૂડીદાર વર્ગની જોડે વર્ગ સહયોગની સામાજિક-લોકશાહીવાદી નીતિના વિકલ્પ તરીકે ઘડી કાઢવામાં આવેલી એ કાર્યનીતિની નેમ સર્વહારા વર્ગની વર્ગજાગૃતિને વધારે દૃઢ બનાવવાની, તેને મૂડીદાર વર્ગથી હજુ વધારે સ્વતંત્ર બનાવી દેવાની, તેના જોમમાં વધારો કરવાની, અને મૂડીદાર વર્ગની સામે કામદાર વર્ગના સંયુકત મોરચાની સ્થાપનાને પ્રવેગ આપવાની હતી. એ કાર્યનીતિએ અગ્રગામી કામદારોની અંદર ઉચ્ચતર કક્ષાની વર્ગજાગૃતિ પ્રેરી અને તડજોડિયાં તત્ત્વો સાથેના સંબંધોના વિચ્છેદને પ્રવેગ આપ્યો. નવી કાર્યનીતિનું સંગીન અંતસ્તત્ત્વ એવું હતું. પરંતુ કાર્યનીતિની સંકુચિત વિકૃતિઓથી સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતની વિરુદ્ધ સામ્યવાદીઓ તથા સમાજવાદીઓના સંયુકત મોરચાના માર્ગમાં અંતરાયો પેદા થયા અને મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી આગેવાનોને ઉઘાડા પાડવાનું કાર્ય અવરોધાયું. કેટલીય કોમ્યુનિસ્ટ પાર્ટીઓની અંદર સંકુચિતતાની વૃત્તિઓ જોરદાર બની ગઈ. નવી કાર્યનીતિનો વાસ્તવિક અમલ કોમિન્ટર્નની અગાઉની નીતિનો વિરોધી બની ગયો.

કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની છઠ્ઠી કોંગ્રેસ ૧૯૨૮ના જુલાઈ-સપ્ટેંબર દરમિયાન મોસ્કોમાં ભરાઈ હતી. તેમાં ૫૭ પાર્ટીઓ તથા નવ આંતરરાષ્ટ્રીય સંગઠનોના ૫૩૨ ડેલિગેટોએ ભાગ લીધો હતો. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ને ન ગણતાં બાકીની કોમ્યુનિસ્ટ પાર્ટીઓની સભ્યસંખ્યા એ વખતે ૪૪૫૦૦૦ હતી.

છઠ્ઠી કોંગ્રેસમાં નોંધ લેવામાં આવી કે મૂડીવાદી સ્થિરીકરણના આંતરવિરોધોના અનિવાર્ય પરિણામ રૂપે મૂડીવાદ અધિક નબળો બને છે અને તેની સામાન્ય કટોકટી અત્યંત ઉગ્ર બની જાય છે. કોંગ્રેસે નિર્દેશ કર્યો કે વિશ્વ મૂડીદાર વર્ગની નીતિનું મુખ્ય વહેણ સોવિયેત-વિરોધી યુદ્ધની તૈયારીઓનું છે. એ સંબંધમાં કોંગ્રેસે સામ્યવાદી આંદોલનનાં મુખ્ય આંતરરાષ્ટ્રીય કર્તવ્યો નીચે મુજબ નિર્ધારિત કર્યાં: સામ્રાજ્યવાદી યુદ્ધના જોખમનો સામનો કરવો; સોવિયેત યુનિયનની રક્ષા કરવી; ચીની ક્રાંતિની રક્ષા કરવી; સાંસ્થાનિક તથા અર્ધસાંસ્થાનિક દેશોમાંના રાષ્ટ્રીય મુકિત આંદોલનને ટેકો આપવો. કોંગ્રેસે સામ્યવાદીઓને હાકલ કરી કે સામ્રાજ્યવાદી યુદ્ધ ફાટી

નીકળે તો તેઓ પ્રથમ સામ્રાજ્યવાદી વિશ્વયુદ્ધમાં બોલ્શેવિકોએ અનુસરેલા કાર્યક્રમમાંથી માર્ગદર્શન મેળવી લે. એ કાર્યક્રમનું મુખ્ય વહેણ સામ્રાજ્યવાદી યુદ્ધને મૂડીદાર વર્ગની વિરુદ્ધ સર્વહારા વર્ગના આંતરવિગ્રહમાં પલટાવી નાખવાનું હતું.

કોંગ્રેસે કાર્યનીતિના સવાલોનું પરીક્ષણ કરીને માગણી કરી કે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ સંયુકત મોરચાનું ઘડતર નીચલા સ્તરેથી કરવાની બાબતને પોતાની પ્રવૃત્તિઓમાં અગત્યનું સ્થાન આપે. કોંગ્રેસે ભારપૂર્વક જણાવ્યું કે કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ સામાજિક-લોકશાહીવાદી કામદારોને સામાજિક-લોકશાહીવાદી આગેવાનોથી જુદા ગણવા જોઈએ. કોંગ્રેસે ભારપૂર્વક જાહેર કર્યું કે હજુ સામાજિક-લોકશાહીવાદી તથા મૂડીવાદી પાર્ટીઓને અનુસરતા લોકો સમેત લોકસમુદાયોને જીતી લેવાના સંઘર્ષનું સૂત્ર હજુ કાયમ છે. પરંતુ કોંગ્રેસે ફરી જાહેર કરેલી સામાજિક-લોકશાહીવાદ સામેના સંઘર્ષને ઉગ્ર બનાવવાની નીતિ લોકસમુદાયોને જીતી લેવાના સંઘર્ષમાં સહાયભૂત નહોતી.

છઠ્ઠી કોંગ્રેસની કારવાઈઓમાં કેંદ્રવર્તી ઘટના કોમિન્ટર્નના કાર્યક્રમની ચર્ચાવિચારણાની તથા તેને અપનાવી લેવાની હતી. "સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની કેંદ્રીય સમિતિની સક્રિય સામેલગીરીથી ઘડી કાઢવામાં આવેલા કાર્યક્રમમાં નિર્દેશ કરવામાં આવ્યો હતો કે કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ પોતાના સૈદ્ધાંતિક તથા અમલી કાર્યમાં ક્રાંતિકારી માર્ક્સવાદ તથા તેનો અધિક વિકાસ અંકિત કરતા લેનિનવાદના આધારને પૂર્ણ રૂપે તથા બિનશરતી રીતે અનુસરે છે."* કાર્યક્રમમાં ઓકટોબર ક્રાંતિ પછીના ગાળામાં સંચિત ક્રાંતિકારી અનુભવનો નિષ્કર્ષ ગહન માર્ક્સવાદી-લેનિનવાદી રીતે તારવવામાં આવ્યો હતો. તેમાં સામ્રાજ્યવાદી પદ્ધતિની અંદર ચાલી રહેલી પ્રક્રિયાનું પરીક્ષણ કરવામાં આવ્યું હતું, મૂડીવાદની સામાન્ય કટોકટીનું બારીક પૃથક્કરણ કરવામાં આવ્યું હતું તથા મૂડીવાદના અનિવાર્ય પતનનો નિષ્કર્ષ તારવવામાં આવ્યો હતો, અને વિશ્વ સમાજવાદી ક્રાંતિના વિકાસના માર્ગો તથા સંભાવનાઓની સર્વાંગી લાક્ષણિકતા નિરૂપિત કરવામાં આવી હતી. કાર્યક્રમનાં ભારે મહત્ત્વનાં વિધાનો એવાં હતાં કે મૂડીવાદી દેશોમાં સામાજિક-આર્થિક વિકાસની વિધવિધ કક્ષાઓ અને તેઓના વિશિષ્ટ સંજોગો "ઐતિહાસિક રીતે અનિવાર્ય બનાવી દે છે કે સર્વહારા વર્ગ બહુવિધ રીતો

---

*'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલનો કાર્યક્રમ', લંડન, ૧૯૨૯, પૃષ્ઠ IX.

તથા વેગપરિમાણોએ સત્તામાં આવશે, કેટલાય દેશોને સર્વહારા વર્ગની સરમુખત્યારીની દિશામાં લઈ જતી અમુક સંક્રમણાત્મક કક્ષાઓમાંથી પસાર થવું પડશે તથા સમાજવાદી નિર્માણનાં વિવિધ રૂપો અપનાવવાં પડશે."*

કાર્યક્રમમાં રાષ્ટ્રોના તથા સંસ્થાનોના સવાલ સંબંધી લેનિનના વિચારોને વિકસાવવામાં આવ્યા હતા. તેમાં નોંધ લેવામાં આવી હતી કે સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપી ચૂકેલા દેશો તથા આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગીય આંદોલન પછાત દેશોને મદદ તથા ટેકો આપે તો એ દેશો સામાન્ય રીતે મૂડીવાદની કક્ષામાંથી પસાર થયા વગર સીધા જ સમાજવાદની દિશામાં પ્રગતિ સાધી શકે.

કોમિન્ટર્નના કાર્યક્રમમાં આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનની એકતાને દૃઢ બનાવવાની તેમ જ આંતરરાષ્ટ્રીય વર્ગ શિસ્તની બાબતને ભારે મહત્ત્વ આપવામાં આવ્યું હતું. "એ આંતરરાષ્ટ્રીય સામ્યવાદી શિસ્ત આંદોલનનાં આંશિક તથા સ્થાનિક હિતોને તેનાં સામાન્ય તથા દીર્ઘકાલીન હિતોથી ગૌણ સ્થાને રાખવામાં તેમ જ સઘળા સભ્યો તરફથી કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલના નિર્ણયોના કડક પાલનમાં વ્યક્ત થવી જોઈએ."**

કોમિન્ટર્નના કાર્યક્રમમાં સામ્યવાદી આંદોલનનાં મૂળભૂત કર્તવ્યો નિરૂપિત કરવામાં આવ્યાં હતાં અને તેઓને સિદ્ધ કરવાના તરીકા તથા ઉપાયોની રૂપરેખા દોરવામાં આવી હતી. પરંતુ કેટલાંક અનુચિત તથા જીવનમાંથી પુષ્ટિ ન પામી શકે એવાં નિરૂપણો તથા મૂલ્યાંકનો પણ તેમાં સામેલ હતાં. વિકસિત મૂડીવાદી દેશોની અંદર સર્વહારા વર્ગીય સત્તા માટેના સંઘર્ષનાં સંક્રમણાત્મક રૂપોનું તેમાં ન્યૂન-મૂલ્યાંકન કરવામાં આવ્યું હતું. મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી આગેવાનો મૂડીદાર વર્ગની સાથે વધારે ને વધારે સહયોગ કરી રહ્યા હતા એટલે કાર્યક્રમમાં સામાજિક-લોકશાહીવાદને સખત વખોડી કાઢવામાં આવ્યો હતો. સામાજિક-લોકશાહીવાદ અને ફાસીવાદની વચ્ચે કશો તાત્ત્વિક ભેદ તેમાં અંકિત નહોતો કરવામાં આવ્યો. સામ્યવાદીઓની જોડે સુમેળ સાધવાનાં સૂચનો કરનારા ઘણા લોકો સામાજિક-લોકશાહીવાદની ઉગ્ર પાંખમાં સામેલ હોવા છતાં તેને "સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓમાંના સૌથી જોખમી જૂથ"*** તરીકે વર્ણવવામાં

*એ જ પ્રકાશન, પૃષ્ઠ ૩૯.

**એ જ પ્રકાશન, પૃષ્ઠ ૬૬.

***એ જ પ્રકાશન, પૃષ્ઠ ૧૨.

આવી હતી. એવા નિષ્કર્ષો સંયુકત મોરચાની કાર્યનીતિના વાસ્તવિક અમલમાં અવરોધો સાબિત થયા અને સામ્યવાદી આંદોલનની અંદર સંકુચિતતાની વૃત્તિને ચાલુ રાખવામાં કારણભૂત બન્યા.

સોવિયેત યુનિયનમાં સમાજવાદના નિર્માણની બાબત ઉપર, બધા દેશોમાં ક્રાંતિકારી આંદોલનના વિકાસ માટે સોવિયેત યુનિયનના સર્વહારા વર્ગીય સરમુખત્યારીના દેશ તરીકેના મહત્ત્વની બાબત ઉપર, કાર્યક્રમમાં ઘણું ધ્યાન આપવામાં આવ્યું હતું. કાર્યક્રમમાં નિર્દેશ કરવામાં આવ્યો હતો કે "સોવિયેત સંઘમાં સર્વહારા વર્ગની સરમુખત્યારીનું આંતરિક દૃઢીકરણ, સમાજવાદના નિર્માણના કાર્યમાં સાધવામાં આવેલી સફળતા, અને સર્વહારા સમુદાયો તેમ જ સંસ્થાનોની પીડિત પ્રજાઓની અંદર સોવિયેત સંઘના પ્રભાવ તથા અધિકારિતા આંતરરાષ્ટ્રીય સામાજિક ક્રાંતિના સાતત્ય, તીવ્રીકરણ, તથા વિસ્તરણને અંકિત કરે છે."*

સમગ્ર દૃષ્ટિએ જોતાં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલનો કાર્યક્રમ મહાન ઐતિહાસિક મહત્ત્વ ધરાવતો દસ્તાવેજ હતો, વિશ્વ સામ્યવાદી આંદોલનનો માર્ક્સવાદ-લેનિનવાદ ઉપર આધારિત વૈજ્ઞાનિક કાર્યક્રમ હતો. કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલમાં જોડાયેલી પાર્ટીઓના સહિયારા સર્જનાત્મક કાર્યના સુફળ સમો એ કાર્યક્રમ સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદના સિદ્ધાંતોને મૂર્ત કરતો હતો.

છઠ્ઠી કોંગ્રેસમાં કાર્યક્રમની સાથે સાથે કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલના નવા નિયમો અપનાવવામાં આવ્યા હતા.

સાંસ્થાનિક તથા અર્ધસાંસ્થાનિક દેશોમાંનું ક્રાંતિકારી આંદોલન છઠ્ઠી કોંગ્રેસની કારવાઈઓમાં મહત્ત્વના સ્થાને રહ્યું હતું.

કોંગ્રેસે "વિસંસ્થાનીકરણ"ના સામાજિક-લોકશાહીવાદી સિદ્ધાંતના ભ્રામક તથા પ્રત્યાઘાતી સ્વરૂપને ઉઘાડું પાડયું. એ સિદ્ધાંત મુજબ એવો દાવો કરવામાં આવતો હતો કે સામ્રાજ્યવાદ સંસ્થાનોમાં પ્રગતિશીલ ભૂમિકા ભજવે છે, સંસ્થાનોના ઉદ્યોગીકરણને તેમ જ સ્વાધીન રાજ્યોમાં પરિવર્તનને પ્રવેગ આપે છે.

રાષ્ટ્રીય મુકિત આંદોલનમાં મૂડીદાર વર્ગની ભૂમિકાનો વિષય કોંગ્રેસની ચર્ચાઓ તથા થિસિસોમાં અગ્રસ્થાને રહ્યો હતો. કોંગ્રેસની થિસિસોમાં

---

*એ જ પ્રકાશન, પૃષ્ઠ ૪૪.

નિર્દેશ કરવામાં આવ્યો હતો કે સામ્રાજ્યવાદના સંબંધમાં સમગ્ર રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ એકસરખું ધોરણ નથી ધરાવતો, અને તેમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓને સલાહ આપવામાં આવી હતી કે રાષ્ટ્રીય આંદોલનને અનુસરતા મૂડીવાદી-રાષ્ટ્રીય સુધારાવાદ (મૂડીવાદી-લોકશાહીવાદી વહેણ) અને સામંતી સામ્રાજ્યવાદી છાવણીને અલગ અલગ ગણીને ધોરણ અપનાવવું જોઈએ. પરંતુ તેની સાથે સાથે, સાંસ્થાનિક તથા અર્ધસાંસ્થાનિક દેશોમાં રાષ્ટ્રીય મૂડીદાર વર્ગની ભૂમિકાના સામાન્ય મૂલ્યાંકનમાં સંકુચિતતાની વૃત્તિની રંગછાયા હતી. દાખલા તરીકે, કૉંગ્રેસે વિધાન કર્યું હતું કે "સામ્રાજ્યવાદ સામેના સંઘર્ષમાં રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ પરિબળનું મહત્ત્વ નથી ધરાવતો."* "કોમ્યુનિસ્ટ પાર્ટી અને રાષ્ટ્રીય સુધારાવાદી વિરોધી દળ વચ્ચે કોઈ પ્રકારના સંયુકત મોરચાની રચનાને"** નકારી કાઢવાનું સૂચન કૉંગ્રેસે કર્યું હતું.

છઠ્ઠી કૉંગ્રેસે સોવિયેત યુનિયન તેમ જ સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની પરિસ્થિતિનું પરીક્ષણ પણ કર્યું હતું. એ સવાલ મહત્ત્વનો હતો કારણ કે કોમિન્ટર્નના વિભાગોમાંથી એકમાત્ર સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો) જ વિશાળ દેશમાં સમાજવાદના નિર્માણનું સંચાલન કરી રહી હતી અને સોવિયેત યુનિયનમાં સર્વહારા વર્ગની સરમુખત્યારીનો અનુભવ કોમ્યુનિસ્ટ પાર્ટીઓના રોજિંદા કાર્ય માટે ભારે મહત્ત્વનો હતો.

સોવિયેત યુનિયનમાં સમાજવાદના નિર્માણની પ્રચંડ સફળતાઓની કૉંગ્રેસે નોંધ લીધી હતી. બંધુભાવી પાર્ટીઓનાં પ્રતિનિધિમંડળોએ સોવિયેત યુનિયન તેમ જ સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો) સાથે દૃઢ ઐક્યની ભાવના વ્યકત કરી હતી અને સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો) તથા તેની કેંદ્રીય સમિતિની રાજકીય નીતિને પૂરી બહાલી આપી હતી. કૉંગ્રેસે સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની પંદરમી કૉંગ્રેસના નિર્ણયને તેમ જ **કોઈકાસ**ની નવમી પૂર્ણ મિટિંગના ઠરાવને પુષ્ટિ આપી હતી અને પાર્ટીમાં ફરી પ્રવેશ આપવાની ત્રોત્સ્કીની અરજીને નકારી કાઢી હતી. એ નિર્ણય તથા ઠરાવમાં જાહેર કરવામાં આવ્યું હતું કે

---

*'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની છઠ્ઠી વિશ્વ કૉંગ્રેસ', જુલાઈ-ઑગસ્ટ, ૧૯૨૮, વિયેના, ૧૯૨૮, પૃષ્ઠ ૧૬૬૭.

**એ જ પ્રકાશન, પૃષ્ઠ ૧૬૬૮.

ટ્રોત્સ્કીપંથી વિરોધી જૂથમાંનું સભ્યપદ અને એ જૂથના વિચારોનો પ્રચાર બોલ્શેવિક પાર્ટીના સભ્યપદથી વિસંગત છે.

આખી દુનિયામાં કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલનો વધતો જતો પ્રભાવ નવી કોમ્યુનિસ્ટ પાર્ટીઓની સ્થાપનામાં તેમ જ ક્રાંતિકારી કામદાર પાર્ટીઓ કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલમાં જોડાઈ જવાનાં કદમોમાં પ્રતિબિંબિત થતો હતો. છઠ્ઠી કોંગ્રેસે સાત પાર્ટીઓને કોમિન્ટર્નમાં સામેલ કરી હતી. એ સમય દરમિયાન લેટિન અમેરિકી દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓ વૈચારિક તથા રાજકીય રીતે વધારે મજબૂત બની હતી. ૧૯૨૯ના જૂનમાં બુએનોસ આઈરીસ ખાતે ભરાયેલા એ દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓના સંમેલનમાં સંયુકત કામદાર વર્ગીય કદમો ઉઠાવવાના તેમ જ સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજા વચ્ચેની એકસંપીને દૃઢ બનાવવાના પ્રયાસોનું પરીક્ષણ કરવામાં આવ્યું હતું. લેટિન અમેરિકામાંની ક્રાંતિઓના સીધા સમાજવાદી સ્વરૂપ વિશેની તથા દરેક ઠેકાણે હથિયારબંધ વિદ્રોહો શરૂ કરી દેવાની આવશ્યકતા વિશેની થિસિસો બહાલ કરાવી લેવાની ટ્રોત્સ્કીપંથી તત્ત્વોની કોશિશોને સંમેલને નકારી કાઢી અને લેટિન અમેરિકાની કામગાર જનતાના સંઘર્ષમાં મૂડીવાદી-લોકશાહીવાદી સામ્રાજ્યવાદ-વિરોધી કર્તવ્યોના મહત્ત્વ પ્રત્યે નિર્દેશ કર્યો.

એ સમયની વર્ગ લડાઈઓમાં, કોમ્યુનિસ્ટ પાર્ટીઓના વૈચારિક તથા રાજકીય દૃઢીકરણ માટેના સંઘર્ષમાં, મવાળપંથી તકવાદ તથા ટ્રોત્સ્કીપંથ સામેના સંઘર્ષમાં, કોમિન્ટર્નના કાર્યકરોની સંખ્યામાં વધારો થયો અને તેમનું પોલાદી ઘડતર થયું. આ સદીના ત્રીજા દાયકાના અંતમાં અને ચોથા દાયકાના આરંભમાં ઘણી કોમ્યુનિસ્ટ પાર્ટીઓનાં અગ્રિમ ઘટકોમાં પ્રબળ માર્ક્સવાદી-લેનિનવાદી કેંદ્રભાગો આકારિત થયા. એ કેંદ્રભાગો તોરેઝ, કાશાં, તથા ડુકલો (ફ્રાંસ), ગ્રામશી તથા તોલિયાતી (ઇટાલી), તેલ્માન, પીક, તથા ઊલબ્રિખ્ત (જર્મની), દિમિત્રોવ તથા કોલારોવ (બલ્ગારિયા), ફોસ્ટર (અમેરિકાનાં સંયુકત રાજ્યો), ગોટવાલ્ડ, ઝાપોતોત્સ્કી તથા શ્વેર્મા (ઝેકોસ્લોવાકિયા), ગેલેહર તથા પોલીટ (ગ્રેટ બ્રિટન), કોપ્લેનિગ (ઑસ્ટ્રિયા), દિયાસ તથા ઇબારુરી (સ્પેન), કોદોવિલ્યા તથા ઘિઓલ્દી (આર્જેન્ટીના), ટીમ બક (કૅનેડા), હો શી મીન (ઇન્ડોચાઇના), મુસો (ઇન્ડોનેશિયા), લેન્સ્કી (પોલેંડ) જેવા તથા અન્ય આગેવાનો ફરતે રચાયા હતા. મૂડીવાદ સામેના સંઘર્ષ માટે લોકસમુદાયોની જમાવટ કરવામાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓ વધારે કાબેલ બની.

## વિશ્વ આર્થિક કટોકટી અને સોવિયેત સંઘમાં સમાજવાદના પાયાઓના નિર્માણનાં વર્ષો દરમિયાન કોમિન્ટર્ન

૧૯૨૯માં મૂડીવાદી જગતની અંદર જબ્બર આર્થિક કટોકટી રાદ્ થઈ અને તે ૧૯૩૩-૧૯૩૪ સુધી ચાલુ રહી. મૂડીવાદની સામાન્ય કટોકટીની પૃષ્ઠભૂમિમાં શરૂ થયેલી એ કટોકટીએ મૂડીવાદી સમાજના અર્થકારણ, રાજકીય આધારો, તથા વિચારસરણીની ઉપર ખાસ જોરદાર ફટકા લગાવ્યા. મૂડીવાદી અર્થકારણનાં સઘળાં અંગો — ઉદ્યોગ, ખેતીવાડી, ધિરાણ તથા નાણાકીય પદ્ધતિ, વ્યાપાર તથા આંતરરાષ્ટ્રીય આર્થિક સંબંધો — એ કટોકટીની પકડમાં જકડાઈ ગયાં.

વિશ્વ આર્થિક કટોકટીથી મૂડીવાદી દેશોમાં લોકસમુદાયોની હાલત ખૂબ જ બદતર બની ગઈ. કટોકટીની અસરને લીધે વર્ગસંઘર્ષ એકદમ ઉગ્ર બની ગયો અને હડતાલો તથા બેકારોના કદમોમાં વધારો થયો. ઘણા દેશોમાં — અમેરિકા, જર્મની, પોલૅંડ, ફ્રાંસ, રુમાનિયા, ઝેકોસ્લોવાકિયા, તથા અન્ય દેશોમાં — કામદારોનાં કદમો પોલીસ તથા રીતસરના લશ્કર સાથે સખત ઝપાઝપીઓમાં પરિણમ્યાં.

સંસ્થાનો તથા પરાધીન દેશોમાં — હિંદુસ્તાન, ઇન્ડોચાઇના, બર્મા, ચીલી, તથા અન્ય દેશોમાં — લોકસમુદાયોના દેખાવો, શહેરી વિદ્રોહો, તથા કિસાનોનાં કદમોનું મોજું ફેલાઈ ગયું. ચીનનાં કેટલાય દક્ષિણ પ્રાંતોમાં કિસાનપ્રજાનો સામંતશાહી-વિરોધી સંઘર્ષ ફેલાઈ ગયો. પીડિત દેશોમાં રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ અને સામ્રાજ્યવાદ વચ્ચેના વિરોધો વધારે તીવ્ર બની ગયા. વિધવિધ વર્ગ પરિબળોને સામ્રાજ્યવાદની વિરુદ્ધ સંઘર્ષના સંયુક્ત રાષ્ટ્રીય મોરચામાં એકત્રિત કરવાની ખરી શક્યતા ઊભી થવા લાગી.

સમગ્ર મૂડીવાદી જગતને જકડી લેતી કટોકટીની વિનાશક પૃષ્ઠભૂમિમાં સોવિયેત યુનિયનના આર્થિક વિકાસના ઊંચા દરો હંમેશ કરતાં વધારે અર્થસભર રૂપમાં સ્પષ્ટ થઈ ગયા. એ જ વર્ષો દરમિયાન કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની

હેઠળ સોવિયેત કામગાર જનતા પ્રથમ પંચવર્ષી યોજનાનાં પ્રચંડ કર્તવ્યો સફળતાથી પાર પાડીને પોતાની સિદ્ધિઓ વડે જગતને વિસ્મિત કરી રહી હતી. કટોકટીથી મુક્ત રહેલું જગતનું પ્રથમ આયોજિત સમાજવાદી અર્થતંત્ર અને બેકારીની સંપૂર્ણ નાબૂદી — એ બે હકીકતોએ બે સામાજિક-આર્થિક પદ્ધતિઓના, સમાજવાદ અને મૂડીવાદના, વિકાસના એકબીજાથી તદ્દન ઊલટા માર્ગો સ્પષ્ટ રૂપમાં અંકિત કરી દીધા. મૂડીવાદી ઔદ્યોગિક ઉત્પાદનમાં ભયજનક ઘટાડો થઈ ગયો પરંતુ સોવિયેત યુનિયનનું ઔદ્યોગિક ઉત્પાદન ૧૯૨૯થી ૧૯૩૨ દરમિયાન બમણું થઈ ગયું. આયોજિત સમય ખતમ થતાં પહેલાં જ ૧૯૩૨માં સફળતાથી પૂરી કરવામાં આવેલી પ્રથમ પંચવર્ષી યોજનાનાં વર્ષો દરમિયાન સોવિયેત યુનિયનમાં ઉદ્યોગીકરણની દિશામાં પ્રચંડ પ્રગતિ સાધવામાં આવી હતી.

જગતમાં વર્ગસંઘર્ષ ઉગ્ર બનતો ગયો એટલે મૂડીવાદી પ્રત્યાઘાતી તત્ત્વો તેમ જ જમીનદાર તથા લશ્કરી ઉપલો સ્તર ઝનૂનથી પોતાનાં બળોની નવી ગોઠવણી કરવા લાગ્યાં. ઘણા દેશોમાં તેઓએ કામગાર જનતાના બેરહમ દમન મારફત ક્રાંતિના વિકાસને રૂંધી નાખવાના એકમાત્ર ઉપાય તરીકે ફાસીવાદની ઉપર પોતાની આશાઓ કેંદ્રિત કરી. સોવિયેત યુનિયનની સફળતાઓ સમાજવાદના વિશ્વવ્યાપી પ્રભાવમાં વૃદ્ધિ કરી રહી હતી એટલે સામ્રાજ્યવાદી પ્રત્યાઘાત પણ ફાસીવાદને સોવિયેત યુનિયનનો સામનો કરનારા ધ્વંસક બળ તરીકે નીરખવા લાગ્યો. મૂડીદાર વર્ગની જોડે વર્ગ સહયોગના માર્ગે જઈ રહેલા મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી આંદોલને એ વર્ષોમાં ક્રાંતિકારી આંદોલનનો પ્રતિકાર અગાઉ કરતાં ઘણા વધારે જોરથી કર્યો.

સામાજિક-લોકશાહીવાદી આગેવાનોએ કામદારોનાં હડતાલનાં કદમો અટકાવી દીધાં. તેમણે એવું સૂત્ર રજૂ કર્યું કે કટોકટીના સમય દરમિયાન હડતાલ ગુનો બની જાય છે કારણ કે એથી ઉત્પાદન વધારે ઘટી જાય છે. તેમણે મૂડીવાદી સરકારોનાં કામદાર-વિરોધી પ્રત્યાઘાતી પગલાંનું સમર્થન કરીને જણાવ્યું કે "ઓછા અનિષ્ટ"ને ખાતર, અર્થાત્ ફાસીવાદ અથવા "ઉગ્રપંથના મૂળગામી પરિવર્તનવાદ"ને અવરોધવા ખાતર, એવું સમર્થન જરૂરી છે. મોટા મૂડીદાર વર્ગનાં નરમપંથી વર્તુળો જોડે સહયોગની નીતિનું પરિણામ વાસ્તવમાં પ્રત્યાઘાતને એક પછી એક છૂટમાં આવ્યું, પ્રત્યાઘાત તથા ફાસીવાદના આક્રમક હુમલાની સામેના દૃઢનિશ્ચયી સંઘર્ષના

ત્યાગમાં આવ્યું. મવાળપંથી સામાજિક-લોકશાહીવાદે ધોરણ લીધું કે મૂડીવાદી સંસદીય શાસનો જ સુધારાવાદી નીતિ માટે એકમાત્ર આધાર પૂરો પાડે છે, અને કટોકટીનાં વર્ષો દરમિયાન એ શાસનો વધારે ને વધારે પ્રત્યાઘાતી બની રહ્યાં હોવા છતાં તથા ફાસીવાદને પ્રવેગ આપી રહ્યાં હોવા છતાં મવાળપંથી સામાજિક-લોકશાહીવાદે "ઓછા અનિષ્ટ"ના નામે તેઓને ટેકો આપ્યો. મવાળપંથી સામાજિક-લોકશાહીવાદની નીતિ પ્રત્યાઘાત તથા ફાસીવાદને ઉત્તેજન આપવાની નીતિ હતી.

કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલે નિર્દેશ કર્યો કે આર્થિક કટોકટી જેમ જેમ વધારે ઉગ્ર બનતી જશે તેમ તેમ સામ્રાજ્યવાદની આંતરિક તેમ જ બાહ્ય વિસંગતિઓ એકદમ તીવ્ર બની જશે અને મૂડીવાદી દેશોમાં તેમ જ સંસ્થાનોમાં નવી ક્રાંતિકારી આગેકૂચ શરૂ થઈ જશે.

૧૯૩૧ના માર્ચ-એપ્રિલમાં ભરાયેલી કોમિન્ટર્ન કારોબારી સમિતિની અગિયારમી પૂર્ણ મિટિંગે નિર્દેશ કર્યો કે મૂડીદાર વર્ગ કટોકટીનો આખો બોજો કામગાર જનતાને માથે લાદી દેવાની કોશિશ કરે છે, કામદાર વર્ગ તથા કામગાર જનતાના બીજા વિભાગોની સામે આક્રમક હુમલાનું સંઘટન કરી રહ્યો છે, અને રાજકીય પ્રત્યાઘાતને વધારે જોરદાર બનાવવાનો માર્ગ લઈ રહ્યો છે, ફાસીવાદના ફેલાવાનો માર્ગ લઈ રહ્યો છે. પૂર્ણ મિટિંગે કોમ્યુનિસ્ટ પાર્ટીઓને મૂડીના આક્રમક હુમલાની સામે, મૂડીવાદી સરમુખત્યારીનાં "સઘળાં રૂપો"ની સામે, સામ્રાજ્યવાદી યુદ્ધની તૈયારીઓની તથા સોવિયેત-વિરોધી લશ્કરી દખલબાજીની સામે, ફૂર્તિલો સંઘર્ષ લડવાની હાકલ કરી. તેણે ભારપૂર્વક જાહેર કર્યું કે કામગાર જનતાની તાત્કાલિક માંગો માટેનો સંઘર્ષ લોકસમુદાયોની ક્રાંતિકારી જમાવટમાં મહત્ત્વનું ઘટક બની રહે છે.

પૂર્ણ મિટિંગે ફાસીવાદના વધતા જતા જોખમને લક્ષમાં લીધું, અને મૂડીવાદના વિઘટનમાં ફાસીવાદને અનિવાર્ય ઐતિહાસિક તબક્કા તરીકે ગણાવતા જોખમી વિચારોની વિરુદ્ધ વધારે ઉગ્ર સંઘર્ષ લડવાની હાકલ કરી. પૂર્ણ મિટિંગે ભારપૂર્વક જાહેર કર્યું કે ફાસીવાદ મૂડીવાદની કટોકટીનું લક્ષણ છે એટલું જ નહિ પરંતુ મૂડીના આક્રમક હુમલાનાં અત્યંત ભયાનક રૂપોમાંનું એક પણ છે.

**કોઈકાસ**ની અગિયારમી પૂર્ણ મિટિંગના નિર્ણયોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓનું લડાયક ક્રાંતિકારી જોમ વ્યકત થયું હતું, લોકસમુદાયોને મૂડી સામેની લડાઈમાં

હિંમતથી દોરી જવાની તેઓની જહેમતો વ્યકત થઈ હતી. પરંતુ એ નિર્ણયોમાં ક્રાંતિકારી કટોકટીના વિકાસના વેગનું અમુક અંશે અતિ-મૂલ્યાંકન અને વર્ગ દુશ્મનનાં બળોનું ન્યૂન-મૂલ્યાંકન કરવામાં આવ્યું હતું. કોમિન્ટર્ન તથા તેના વિભાગોએ પૂરતા આધાર વગર એવું ધોરણ લીધું કે લોકસમુદાયો લોકશાહીવાદી સૂત્રોને પડતાં મૂકી દેવા લાગ્યા છે અને સર્વહારા વર્ગની સરમુખત્યારી માટેના સંઘર્ષનાં ધોરણો અપનાવી રહ્યાં છે.

આ સંબંધમાં પૂર્ણ મિટિંગે મૂડીની સરમુખત્યારીનાં સઘળાં રૂપો — મૂડીવાદી લોકશાહી સમેત — વિરુદ્ધ દૃઢનિશ્ચયી સંઘર્ષનું ધોરણ લીધું. સીધેસીધા સમાજવાદી ક્રાંતિ માટે જ લડી લેવાની લોકસમુદાયોની તત્પરતાનું તેણે અતિ-મૂલ્યાંકન કર્યું.

પ્રત્યાઘાત તથા ફાસીવાદના આક્રમક હુમલાથી અને સામ્રાજ્યવાદના આંતરવિરોધો વધારે તીવ્ર બનવાથી સામાન્ય લોકશાહીવાદી કર્તવ્યો એકદમ મોખરે આવી ગયાં. એ કર્તવ્યોમાં સ્પષ્ટ ફાસીવાદ-વિરોધી તથા ઈજારદારી-વિરોધી અંતસ્તત્ત્વ મુખ્ય હતું. ઉદય પામી રહેલી પરિસ્થિતિમાં કોમ્યુનિસ્ટો માટે સૌપ્રથમ ફાસીવાદ-વિરોધી સામાન્ય લોકશાહીવાદી માંગોની લડત સારુ કામદાર વર્ગ તથા તેના સાથીઓની જમાવટ કરવાનું આવશ્યક બની ગયું. કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની નીતિમાં લેનિનવાદી વિચારો તેમ જ ફાસીવાદ વિરુદ્ધના અને લોકશાહી તથા સંયુકત સર્વહારા મોરચા માટેના સંઘર્ષમાં સંચિત થયેલી ક્રાંતિકારી પરંપરાઓના આધારે મહત્ત્વનું પરિવર્તન કરવાની જરૂરત પાકી રહી હતી. મૂડીવાદી દેશોમાં સંઘર્ષના સામાન્ય લોકશાહીવાદી ઈજારદારી-વિરોધી તબક્કાની અનિવાર્યતાને લક્ષમાં લઈને નવી રણનીતિ ઘડી કાઢવાનું આવશ્યક હતું. પલટાયેલી પરિસ્થિતિના વિશિષ્ટ સ્વરૂપને અને તેને કારણે સૌપ્રથમ તો સામાન્ય લોકશાહીવાદી ફાસીવાદ-વિરોધી કર્તવ્યોમાં જ તમામ જહેમતો કેંદ્રિત કરવાની આવશ્યકતાને તત્કાળ લક્ષમાં લેવામાં સામ્યવાદી આંદોલન નિષ્ફળ ગયું હતું. વિશ્વ આર્થિક કટોકટીનાં વર્ષોમાં ઊભી થયેલી પ્રચંડ શક્યતાઓનો ઉપયોગ અધિકતમ વ્યાપક લોકસમુદાયોને પ્રત્યાઘાત તથા ફાસીવાદ વિરુદ્ધના સંઘર્ષમાં ખેંચવા માટે કરવાનું કોમ્યુનિસ્ટોનું કાર્ય એથી અવરોધાયું હતું.

એ વર્ષો દરમિયાન સામ્યવાદી આંદોલને મુશ્કેલીઓ તથા ગલતીઓ તેમ જ જુલમ તથા દમન છતાં, ઝનૂની સામ્યવાદ-વિરોધી ખેધા છતાં, ફાસીવાદની વિરુદ્ધ જોમદાર લડત ચલાવી હતી. કામગાર જનતાના

જીવનધોરણ ઉપર મૂડીના હલ્લાની વિરુદ્ધ, લોકસમુદાયોની મુશ્કેલ હાલતને બદતર બનાવી દેતી વિવિધ અસાધારણ ડિક્રીઓ તથા "મિતોપભોગ કાર્યક્રમ" વિરુદ્ધ, કામબંધીની તથા સામાજિક લાભોમાં કપાતની વિરુદ્ધ, બેકારોને તાત્કાલિક રાહત સારુ, માલિકો તથા પોલીસના જુલમની વિરુદ્ધ, ફાસીવાદી ટોળકીઓનાં હથિયાર ઉતરાવી લેવા સારુ, વગેરે ધ્યેયોની લડત માટે લોકસમુદાયોનું સંગઠન કરનારું મુખ્ય રાજકીય પરિબળ કોમિન્ટર્ન તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓનું હતું. ઘણા મૂડીવાદી દેશોમાં એ વખતે થયેલી ભીષણ હડતાલ લડતોમાં, બેકારોનાં સરઘસોમાં, તેમ જ પ્રત્યાઘાત તથા ફાસીવાદ સામેની રાજકીય હડતાલોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓ કામગાર જનતાની મોખરાની હરોળોમાં મોજૂદ રહી હતી. કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ કામગાર જનતાનાં હિતોની રક્ષામાં નિઃસ્વાર્થતા તથા પરાક્રમ દાખવીને કામદારોના સારા એવા હિસ્સાની હમદર્દીઓ હાંસલ કરી લીધી હતી.

ફાસીવાદી આક્રમક હુમલો જ્યાં ખાસ રીતે ખોફનાક હતો એવા જર્મનીમાં કોમ્યુનિસ્ટ પાર્ટી ફાસીવાદ-વિરોધી કામદારોની એકતા સાધવાના ઉપાયો ખંતથી અજમાવતી રહી. તેણે ૧૯૩૨ના ઉનાળામાં વ્યાપક "ફાસીવાદ-વિરોધી કદમ"ની ઝુંબેશ ચલાવી હતી. જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીના આગેવાનોએ અને તેમાં સૌથી મોખરે એર્ન્સ્ટ તેલ્માને સામાજિક-લોકશાહીવાદી કામદારોને નાઝીઓ વિરુદ્ધ સંઘર્ષના સંયુકત મોરચામાં જોડાઈ જવાની હાકલ ફરી ફરીને કરી હતી. ઘણા દેશોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ ફાસીવાદ-વિરોધી સંઘર્ષ વધારે તીવ્ર બનાવી દીધો હતો.

કોમ્યુનિસ્ટ પાર્ટીઓમાં જોડાતા કામદારોની સંખ્યામાં ફાસીવાદ વિરુદ્ધના સંઘર્ષ દરમિયાન વધારો થયો હતો. જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટી ઝડપથી વધવા લાગી. ઝેકોસ્લોવાકિયા, ફિનલેન્ડ, તથા બીજા દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓની સભ્યસંખ્યામાં વૃદ્ધિ થઈ. ઇન્ડોચાઇના, મલાયા, આઇસલેન્ડ, સાઇપ્રસ, તથા ફિલિપાઇન્સમાં (૧૯૩૦) કોમ્યુનિસ્ટ પાર્ટીઓની સ્થાપના થઈ, ૧૯૩૦ તથા ૧૯૩૧ દરમિયાન સાલ્વાડોર, પનામા, વેનેઝુએલા, કોલંબિયા, તથા કોસ્ટા-રિકાનાં છૂટાંછવાયાં સામ્યવાદી જૂથોએ કોમ્યુનિસ્ટ પાર્ટીઓની સ્થાપના કરી.

કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ ફાસીવાદના આક્રમક હુમલાની સામે કામગાર જનતાની જમાવટ કરવાની સાથે સાથે પોતાની હરોળોમાંનાં ઉગ્રવાદી-સંકુચિતતાપંથી તત્ત્વો તથા જૂથો વિરુદ્ધનો સંઘર્ષ વધારે જોરદાર બનાવી

દીધો. એવાં તત્ત્વો તથા જૂથો સમુચિત નીતિ ઘડી કાઢવાના તેમ જ લોકસમુદાયોની અંદર વ્યાપક ફાસીવાદ-વિરોધી પ્રવૃત્તિ ચલાવવાના કાર્યમાં અવરોધો ઊભા કરી રહ્યાં હતાં (જર્મનીમાં નેઈમાન-રેમ્મેલે જૂથ, સ્પેનમાં બુલ્યેહોસ-ત્રીલ્યા જૂથ, ફ્રાંસમાં બાર્બે-સેલોરા જૂથ, તથા અન્ય જૂથો).

કોમિન્ટર્નની કારોબારી સમિતિની બારમી પૂર્ણ મિટિંગે (ઑગસ્ટ-સપ્ટેંબર, ૧૯૩૨) વર્ગસંઘર્ષમાં આવેલી અધિક તીવ્રતાને લક્ષમાં લઈને લોકસમુદાયોની અંદર કોમ્યુનિસ્ટ પાર્ટીઓની પ્રવૃત્તિઓને વધારે જોમદાર બનાવવાની આવશ્યકતા ઉપર, સમુચિત રોજિંદી માંગો રજૂ કરવાના મહત્ત્વ ઉપર, અને સંયુક્ત કામદાર મોરચો ઘડવાના મહત્ત્વ ઉપર ખાસ ભાર મૂક્યો હતો. ઓટ્ટો કુઊસિનેન, એર્ન્સ્ટ તેલ્માન, અને ક્લેમેન્ટ ગોટવાલ્ડે પૂર્ણ મિટિંગમાં જણાવ્યું હતું કે કોમ્યુનિસ્ટોએ લોકસમુદાયોનાં રોજિંદાં આર્થિક તથા રાજકીય હિતો માટેના સંઘર્ષની આગેવાની કરવી જ જોઈએ, તેઓ કેવળ એ રીતે જ લોકસમુદાયોને પોતાના પક્ષે જીતી લઈ શકશે. તેને માટે કોમ્યુનિસ્ટોએ સુધારાવાદી ટ્રેડ-યુનિયનોનાં પ્રાથમિક સંઘટનો સાથે તેમ જ સ્થાનિક સામાજિક-લોકશાહીવાદી સંગઠનો સાથે સંપર્કો સ્થાપવા જોઈએ. કાર્યનીતિના સવાલોના સંબંધમાં પૂર્ણ મિટિંગે લીધેલા નિર્ણયોનો અર્થ સંયુક્ત કામદાર મોરચાના રચનાતંત્રને ચોક્કસ રૂપે અધિક બહોળું બનાવવાનો અને અગાઉના કેટલાક ભૂલભરેલા ખ્યાલોને તજી દેવાનો હતો. પરંતુ એ નિર્ણયોને અગાઉનાં કેટલાંક એવાં વિધાનો સાથે સાંકળી લેવામાં આવ્યાં કે જેમાં ફાસીવાદ મુખ્ય જોખમ બની ગયો ત્યારે સુધારણા કરી લેવી જોઈતી હતી.

જર્મનીમાં ૧૯૩૩ના જાન્યુઆરીમાં નાઝીઓ સત્તા પર આવી ગયા અને તેના પરિણામે સામાજિક-લોકશાહીવાદી આંદોલન સમેત જર્મન કામદાર વર્ગનાં સઘળાં રાજકીય તથા આર્થિક સંગઠનોને કચડી નાખવામાં આવ્યાં ત્યારે આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનને ભારે ધક્કો પહોંચ્યો. કામદાર વર્ગના કદમની એકતા કામદાર આંદોલનની અત્યંત તાકીદની આવશ્યકતા બની ગઈ. ફાસીવાદની સામે સંયુક્ત કદમની કોમ્યુનિસ્ટોની દરખાસ્તોને સામાજિક-લોકશાહીવાદી કામદારો તરફથી વધારે ને વધારે આવકાર મળવા લાગ્યો. સામાજિક-લોકશાહીવાદી કામદારોની એકતા સાધવાની કોશિશોને સમાજવાદી કામદાર ઈન્ટરનેશનલ હવે અવગણી શકે એમ નહોતી, એટલે તેણે સંયુક્ત ફાસીવાદ-વિરોધી કદમ વિશે કોમિન્ટર્ન સાથે વાટાઘાટો કરવાની સમાજવાદીઓની મંજૂરી કેટલીય શરતો સાથે ૧૯૩૩ના ફેબ્રુઆરીમાં જાહેર

કરી. પરંતુ સમાજવાદી કામદાર ઈન્ટરનેશનલે ફાસીવાદ વિરુદ્ધ સંઘર્ષનો કશો ચોક્કસ કાર્યક્રમ રજૂ નહોતો કર્યો. તે માત્ર એટલી જ દરખાસ્ત પૂરતી સીમિત રહી હતી કે સામ્યવાદીઓ અને સામાજિક-લોકશાહીવાદીઓ એકબીજાની ઉપર પ્રહારો ન કરે.

કોમિન્ટર્નની કારોબારી સમિતિએ ૧૯૩૩ના માર્ચની પાંચમી તારીખે જાહેર કરેલી 'સઘળા દેશોના કામદારોને અપીલ'માં ફાસીવાદ-વિરોધી સંઘર્ષનો નક્કર જોશીલો કાર્યક્રમ રજૂ કર્યો. કામદાર વર્ગની ઉપર ફાસીવાદના હુમલાના સંજોગોમાં કોમિન્ટર્નની કારોબારી સમિતિએ સઘળી કોમ્યુનિસ્ટ પાર્ટીઓને સાધારણ સામાજિક-લોકશાહીવાદી કામદારોની સાથે સંયુકત મોરચો રચવાની અને કોમ્યુનિસ્ટ તથા સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓની વચ્ચે નેતાગીરીની કક્ષાએ સમજણ સાધી લેવાની હાકલ કરી. કોમિન્ટર્ને સમાજવાદી કામદાર ઈન્ટરનેશનલની કારોબારી સમિતિ તથા સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓ સમક્ષ દરખાસ્ત મૂકી કે તેઓએ તત્કાળ કોમ્યુનિસ્ટોની સાથે મળીને કામદારોનાં રાજકીય, ટ્રેડ-યુનિયન, તથા અન્ય સંગઠનોની ઉપર ફાસીવાદ તથા પ્રત્યાઘાતના હુમલાના સામનાનું સંઘટન શરૂ કરી દેવું જોઈએ, સંયુકત સ્વરક્ષા ટુકડીઓ સ્થાપવી જોઈએ, વેતન તથા બેકારી-રાહતમાં કપાતની વિરુદ્ધ સંયુકત સંઘર્ષનું સંઘટન કરવું જોઈએ, વગેરે વગેરે. એ દરખાસ્તોએ વધારે બહોળા સંયુકત કામદાર મોરચાનો આધાર ઊભો કર્યો. કોમિન્ટર્ને કામ્યુનિસ્ટ પાર્ટીઓને સલાહ આપી કે મૂડી તથા ફાસીવાદના આક્રમક હુમલા સામેના સંયુકત સંઘર્ષ દરમિયાન તેઓ સામાજિક-લોકશાહીવાદી સંગઠનો સાથે આકરા વાદવિવાદમાં ન ઊતરે.

સમાજવાદી કામદાર ઈન્ટરનેશનલે કોમિન્ટર્નની દરખાસ્તોને નકારી કાઢી. કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ જે જે સમાજવાદી પાર્ટીઓની સમક્ષ સંયુકત ફાસીવાદ-વિરોધી મોરચો સ્થાપવાની દરખાસ્ત મૂકી તે બધીએ નિરનિરાળાં બહાનાં કાઢીને એ દરખાસ્તને નકારી કાઢી. તેઓના ઇનકાર છતાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ ફાસીવાદની સામે તમામ ફાસીવાદ-વિરોધી કામદારો તથા તેમના સંગાથીઓની એકતા સાધવાના ઉપાયો અજમાવવાનું ચાલુ રાખ્યું.

૧૯૩૩ના જૂનમાં પેરિસ ખાતે પ્લેઇયેલ હૉલમાં ભરાયેલી યુરોપિયન ફાસીવાદ-વિરોધી કામદાર કૉંગ્રેસના કાર્યમાં તમામ ફાસીવાદ-વિરોધીઓનો બહોળો જોશીલો સંયુકત મોરચો સ્થાપવાનો ખ્યાલ કેંદ્રસ્થાને રહ્યો હતો. ફાસીવાદ તથા સામ્રાજ્યવાદી યુદ્ધની વિરુદ્ધ અને કામગાર જનતાના લોકશાહી

અધિકારો તથા આર્થિક માંગો કાજે સંઘર્ષનો નક્કર કાર્યક્રમ કોંગ્રેસે રજૂ કર્યો હતો.

રેઈખ્સ્ટાગને આગ લગાવવાનો આરોપ કોમ્યુનિસ્ટોની ઉપર લાદી દેવા માટે ફાસીવાદીઓએ ૧૯૩૩માં લીપઝિગ ખાતે કરેલા મુકદ્દમાના તમાશામાં ગેઓર્ગી દિમિત્રોવનું હિંમતભર્યું વર્તન આખી દુનિયામાં ફાસીવાદ-વિરોધી પરિબળોની પ્રવેગિત પ્રવૃત્તિમાં મુખ્યત્વે કારણભૂત હતું. દિમિત્રોવે નાઝીઓના પાશવી ગુનાઓને તેમ જ ફાસીવાદની ત્રાસનીતિને ઉઘાડાં પાડ્યાં. એ જુસ્સાદાર ક્રાંતિકારી તેમ જ બીજા આરોપી સામ્યવાદીઓના બચાવમાં આંતરરાષ્ટ્રીય ઝુંબેશે અને ફાસીવાદી ત્રાસ વિરુદ્ધના આંદોલને કોમ્યુનિસ્ટ કામદારોની પ્રવૃત્તિઓ ઉપરાંત સામાજિક-લોકશાહીવાદી કામદારોને, સુધારાવાદી તથા ક્રિસ્ચ્યન ટ્રેડ-યુનિયનોના સભ્યોને, તથા પ્રગતિશીલ બુદ્ધિજીવીઓને આવરી લીધા.

૧૯૩૩ના નવેંબર-ડિસેંબરમાં કોમિન્ટર્નની કારોબારી સમિતિની તેરમી પૂર્ણ મિટિંગમાં ફાસીવાદ, સામ્રાજ્યવાદ, તથા યુદ્ધની વિરુદ્ધ આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગની જમાવટનો સવાલ ચર્ચવામાં આવ્યો હતો. પૂર્ણ મિટિંગે ફાસીવાદની વ્યાખ્યા નાણાકીય મૂડીનાં અત્યંત પ્રત્યાઘાતી, અત્યંત અંધરાષ્ટ્રવાદી તથા કટ્ટર સામ્રાજ્યવાદી તત્ત્વોની ઉઘાડી ત્રાસવાદી સરમુખત્યારી તરીકે કરી. એ વ્યાખ્યાએ મૂડીવાદી દેશોમાં ફાસીવાદના વર્ગ સ્વરૂપને સાફ જાહેર કરી દીધું અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓને ફાસીવાદ-વિરોધી નીતિ વધારે ખરી રીતે ઘડી કાઢવામાં મદદ કરી.

તેરમી પૂર્ણ મિટિંગે યુદ્ધ વિરુદ્ધના સંઘર્ષના સવાલોનું પરીક્ષણ કરીને મૂળભૂત નિષ્કર્ષ તારવ્યો કે સર્વહારા વર્ગ પોતાના કદમ વડે "યુદ્ધમાં વિલંબ કરાવી, યુદ્ધને મોકૂફ રખાવી", શકે એમ છે. કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ એવા દૈવવાદી વિચારનો સામનો કરવો જ જોઈએ કે સામ્રાજ્યવાદી યુદ્ધના વિસ્ફોટને અટકાવી શકાય એમ નથી, ખરી ક્રાંતિ તો નવા સામ્રાજ્યવાદી યુદ્ધના પરિણામે જ શરૂ થશે.*

પરંતુ પૂર્ણ મિટિંગના નિર્ણયોમાં અગાઉનાં કેટલાંય ગલત વિધાનો સામેલ હતાં. ફાસીવાદના ઉદયને લીધે સંજોગો પલટાઈ ગયા હોવા છતાં

---

*જુઓ **કોઈકાસ**ની તેરમી પૂર્ણ મિટિંગ, લઘુલિપિ વાચના, (રશિયન ભાષામાં) મોસ્કો, ૧૯૩૪, પૃષ્ઠ ૧૩, ૩૧૨.

પૂર્ણ મિટિંગે એવું મૂલ્યાંકન ફરી જાહેર કર્યું કે સમગ્ર સામાજિક-લોકશાહીવાદી આંદોલન ફાસીવાદી દેશોના મૂડીદાર વર્ગ સમેત આખા મૂડીદાર વર્ગનો મુખ્ય સામાજિક આધાર છે.

વિશ્વ આર્થિક કટોકટીનાં વર્ષો દરમિયાન કોમિન્ટર્ને રાષ્ટ્રીય મુક્તિ આંદોલનનાં ક્રાંતિકારી પરિબળોને વધારે દૃઢ બનાવવાની દિશામાં વિપુલ કામગીરી કરી હતી.

ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીને લી લી-સાનના "ઉગ્રવાદી" સંકુચિતતાપંથી જૂથ વિરુદ્ધના સંઘર્ષમાં કોમિન્ટર્ને સારી પેઠે સહાય આપી હતી. એ જૂથ ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીની ઉપર પોતાની આંધળિયાં કરવાની, રાજપલટાની કાવતરાબાજીની, નીતિ લાદવાની કોશિશ કરતું હતું. ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીની નેતાગીરીની ઉગ્રવાદી ગલતીઓના સંબંધમાં કોમિન્ટર્નની કારોબારી સમિતિના નિર્ણયોએ લી લી-સાન તથા તેના સમર્થકોના "અતિ-ક્રાંતિકારી" નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રવાદી ધોરણને ખતમ કરી નાખવાનો આધાર પૂરો પાડયો.

કોમિન્ટર્ને પીડિત દેશોમાંની બીજી કોમ્યુનિસ્ટ પાર્ટીઓની રાજકીય નીતિ ઘડી કાઢવાના કાર્યમાં ભાગ લઈને, તેઓના કાર્યકરોને તાલીમ આપીને, અને તેઓના રાજકીય તથા આર્થિક સંઘર્ષને દરેક રીતે ટેકો આપીને તેઓને ભારે મદદ કરી હતી.

સંસ્થાનો તથા અર્ધસંસ્થાનોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓના માર્ગમાં આવેલી તમામ મુશ્કેલીઓ તથા તેઓની અલગ અલગ ગલતીઓ છતાં એ કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ પોતાના અનુભવમાંથી શીખી લીધું કે સઘળાં સામ્રાજ્યવાદ-વિરોધી બળોની સુગ્રથિતતા માટે જહેમત કરવાનું અને દરેક દેશની નક્કર ઐતિહાસિક તથા રાષ્ટ્રીય પરિસ્થિતિને અનુરૂપ રણનીતિ તથા કાર્યનીતિ વિકસાવવાનું આવશ્યક છે. સામ્યવાદી આંદોલન ધીરે ધીરે એવા નિષ્કર્ષ પર પહોંચ્યું કે મૂડીવાદી દેશોમાંના સંઘર્ષના સંબંધમાં રણનીતિ તથા કાર્યનીતિનાં લક્ષ્યોનું તેમ જ પીડિત દેશોમાંની કોમ્યુનિસ્ટ પાર્ટીઓનાં કર્તવ્યોનું નવેસરથી નિરૂપણ આવશ્યક છે.

## ફાસીવાદ અને યુદ્ધ વિરુદ્ધ સંયુક્ત કામદાર તથા પ્રજાકીય મોરચા માટેના સંઘર્ષમાં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ (૧૯૩૪-૩૯)

ચોથા દાયકાના મધ્યમાં જગતની પરિસ્થિતિનું નિર્ધારણ કરનારી મુખ્ય બે બાબતો હતી: સોવિયેત યુનિયનમાં સમાજવાદના નિર્માણમાં યુગપ્રવર્તક સફળતાઓ અને મૂડીવાદી દેશોમાં ફાસીવાદ તથા સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતનો આક્રમક હુમલો.

સોવિયેત સંઘમાં સમાજવાદનો વિજય, શોષક વર્ગોની નાબૂદી, ઉત્પાદનનાં સાધનોની સામાજિક સમાજવાદી માલિકીનું સંપૂર્ણ વર્ચસ્વ, સોવિયેત યુનિયનનું ઉન્નત ઔદ્યોગિક-કૃષિ દેશમાં રૂપાંતર — એ બધી બાબતોએ જગતમાં વર્ગ પરિબળોની ગોઠવણીમાં મૂડીવાદના ગેરફાયદામાં સારી પેઠે ફેરફાર કરી દીધા. આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગે સોવિયેત યુનિયનના રૂપમાં એવી અગ્રિમ ટુકડી હાંસલ કરી હતી કે જે તેની ભૌતિક તાકાતમાં, દુનિયામાં સમાજવાદની ફતેહોનું રક્ષણ તથા દૃઢીકરણ કરવાની શકિતમાં, વધારો કરતી હતી.

જર્મનીમાં નાઝીઓના વિજયથી પ્રોત્સાહિત થઈને ફાસીવાદીઓએ મોટા ભાગના મૂડીવાદી દેશોમાં, ખાસ કરીને ફ્રાંસ, ઓસ્ટ્રિયા, સ્પેન, તથા ફિનલેન્ડમાં, પોતાની પ્રવૃત્તિઓ વધારી દીધી. દરેક ઠેકાણે ફાસીવાદીઓએ પોતાના મુખ્ય ફટકા કામદાર વર્ગ તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓની દિશામાં લક્ષ્યાંકિત કર્યા. ફાસીવાદીઓએ પાશવી ત્રાસના ઉપયોગ વડે કોમ્યુનિસ્ટ પાર્ટીઓને નષ્ટ કરી નાખવાની, કામગાર જનતાએ કેટલાય દાયકાઓ દરમિયાન હાંસલ કરેલા તમામ હકો તથા આઝાદીઓને ખતમ કરી નાખવાની, અને કામગાર ઈન્સાનોને મોટા મૂડીદારોના તાબેદાર ગુલામોમાં પલટાવી નાખવાની આશા રાખી હતી. તેની સાથે સાથે, ફાસીવાદ વસતિના સઘળા લોકશાહીવાદી વિભાગોની વિરુદ્ધ દુશ્મનાવટ ધરાવતું બળ હતો. ફાસીવાદીઓ મૂડીવાદી લોકશાહીને કટોકટીની પકડમાં સપડાયેલા મૂડીવાદ માટે જોખમી ગણતા હતા

એટલે તેમણે લોકશાહીવાદી સંસ્થાઓ, સંસદીય શાસનો, તથા લોકશાહીની દરેક અભિવ્યકિતની ઉપર ઝનૂની હુમલા કર્યા.

આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિના સંબંધમાં ફાસીવાદ સમાજવાદી દેશ માટે, આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલન માટે, કામગાર જનતાના લોકશાહી અધિકારો તથા આઝાદીઓ માટે, અને ઘણી પ્રજાઓના રાષ્ટ્રીય અસ્તિત્વ માટે ઘાતક ભય અંકિત કરતો હતો. ઘટનાઓના વિકાસે આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગ તથા સમગ્ર કામગાર જનતા તેમ જ સઘળા લોકશાહીવાદીઓ સમક્ષ ફાસીવાદની વિરુદ્ધ લડવાનું સહિયારું કર્તવ્ય ઉપસ્થિત કર્યું.

ફાસીવાદના આક્રમક હુમલાની પરિસ્થિતિમાં સામાજિક-લોકશાહીવાદી આંદોલનની તદ્દન નાદારી છતી થઈ ગઈ. તેના આગેવાનોની સુધારાવાદી તથા સામ્યવાદ-વિરોધી નીતિને લીધે તેઓ ફાસીવાદનો કશો નોંધપાત્ર પ્રતિકાર ન કરી શક્યા. એ હકીકત ૧૯૩૪ના આરંભમાં ઓસ્ટ્રિયાની ઘટનાઓમાં વિશેષ રૂપે પ્રદર્શિત થઈ ગઈ. ત્યાં કામદાર વર્ગની ભારે બહુસંખ્યાનો ટેકો ધરાવતી સુધારાવાદી સામાજિક-લોકશાહીવાદી પાર્ટીએ ફાસીવાદની વિરુદ્ધ વેગીલાં જોમદાર કદમોને નકારી કાઢયાં અને એ રીતે કામદારોને પરાજયની ખાઈમાં ધકેલી દીધા. ઑસ્ટ્રિયન કામદારોએ ૧૯૩૪ના ફેબ્રુઆરીમાં કરેલો ફાસીવાદનો મોડો તથા અપૂરતો સંઘટિત હથિયારબંધ પ્રતિકાર પરાજયમાં પરિણમ્યો. પરંતુ ઑસ્ટ્રિયાની ઘટનાઓએ પ્રદર્શિત કરેલી બીજી બાબત એ પણ હતી કે સુધારાવાદી સંગઠનોનું સમર્થન કરનારા કામદારો ફાસીવાદની સામે સક્રિય સંઘર્ષ શરૂ કરવામાં કોમ્યુનિસ્ટોની સાથે મળી જવા ઉત્સુક હતા.

કોમિન્ટર્ન તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ ફાસીવાદ સામેના સંઘર્ષને વધારે તીવ્ર બનાવ્યો અને ફાસીવાદની સામે સઘળાં ક્રાંતિકારી તથા લોકશાહીવાદી પરિબળોની એકતા સાધવાનો આધાર ધરાવતી નવી રણનીતિ ઘડી કાઢી. ૧૯૩૪ના ફેબ્રુઆરીમાં ફ્રાંસમાં સામ્યવાદી તથા સમાજવાદી કામદારોના સંયુકત કદમોના પરિણામે ફાસીવાદને દૃઢતાથી ધુતકારી કાઢવામાં આવ્યો, એ ઘટનાઓએ એ દેશમાં ફાસીવાદ-વિરોધીઓનાં કદમોની એકતાના માર્ગમાં મહત્ત્વનો તબક્કો અંકિત કર્યો. ૧૯૩૪ના જુલાઈમાં ફ્રેંચ કોમ્યુનિસ્ટ પાર્ટીએ સમાજવાદી પાર્ટીની સાથે ફાસીવાદ તથા પ્રત્યાઘાતની વિરુદ્ધ સંયુકત કદમ સંબંધી સમજણ સાધી લીધી. ફ્રાંસમાં સ્થાપવામાં આવેલો સંયુકત કામદાર મોરચો બીજા મૂડીવાદી દેશોમાંના કામદાર વર્ગીય આંદોલન માટે પ્રેરક ઉદાહરણ સમો બની રહ્યો. દુનિયાના કામદારો સમક્ષ સાફ જાહેર થઈ ગયું કે તેઓ

પોતાની શકિતઓ એકત્રિત કરી લે તો ફાસીવાદને સફળતાથી મારી હઠાવવાનું શક્ય છે.

સ્પેનની કોમ્યુનિસ્ટ પાર્ટીના અનુભવે, ખાસ કરીને ૧૯૩૪ના ઑક્ટોબરની સામાન્ય હડતાલ અને તેના વિકાસના પરિણામે આસ્ટૂરિયામાં થયેલા હથિયારબંધ વિદ્રોહના ઝંઝાવાતી દિવસોના અનુભવે, પણ પ્રદર્શિત કરી દીધું કે ફાસીવાદના આક્રમક હુમલાને મારી હઠાવવા માટે સામ્યવાદી, સમાજવાદી, તથા અરાજકતાવાદી કામદારોની એકતા શક્ય છે અને પ્રાણભૂત રીતે આવશ્યક છે.

આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનની નવી રાજકીય અભિમુખતા કોમ્યુનિસ્ટ પાર્ટીઓ તથા કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલનાં આગેવાન ઘટકોના સહિયારા પ્રયાસો દ્વારા ધીરે ધીરે ઘાટ પામી. ૧૯૩૪ના ઉનાળા તથા શરદના દિવસોમાં કોમિન્ટર્નની સાતમી કોંગ્રેસની તૈયારીઓ દરમિયાન વર્ગસંઘર્ષના બોધપાઠોનું ઊંડું તથા સર્વાંગી પરીક્ષણ કરવામાં આવ્યું અને ગરમાગરમ ચર્ચાઓ થઈ. એ પરીક્ષણ તથા ચર્ચાઓ દરમિયાન કાલગ્રસ્ત વિધાનોમાં ફેરફાર કરવામાં આવ્યા. પંચોની બેઠકોમાં આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની મૂળભૂત સમસ્યાઓનું પરીક્ષણ કરવામાં આવ્યું અને કોંગ્રેસની કાર્યસૂચિની મુખ્ય બાબતો નિર્ધારિત કરવામાં આવી. સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ના પ્રતિનિધિઓએ પંચોની કામગીરીમાં બહુ મહત્ત્વની ભૂમિકા ભજવી. ચર્ચાઓમાં ભાગ લેનારાઓમાંથી કેટલાક હજુ રણનીતિ સંબંધી પુરાણા ખ્યાલોને વળગી રહ્યા હતા. પરંતુ ચર્ચાવિચારણા દરમિયાન તેમના વિચારોને ધીરે ધીરે પરાજિત કરી દેવામાં આવ્યા.

નવી રાજકીય અભિમુખતાને વિકસાવવામાં પ્રજાકીય મોરચાનું સૂત્ર મહત્ત્વના પ્રદાન સમું હતું. ફ્રાંસની કોમ્યુનિસ્ટ પાર્ટીએ ૧૯૩૪ના ઑક્ટોબરના અંતમાં ઘોષિત કરેલા એ સૂત્રનું ૧૯૩૪ના ડિસેંબરમાં **કોઈકાસ**ના અધ્યક્ષમંડળની મિટિંગોમાં સમર્થન કરવામાં આવ્યું હતું. પ્રજાકીય મોરચાનો વિચાર સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતની સામે લડવા માટે કામદાર વર્ગ તથા જનતાના બીજા વિભાગો વચ્ચે એકસંપી સાધવાના લેનિનવાદી સિદ્ધાંતનો વિકાસ અંકિત કરતો હતો. બહોળા લોકસમુદાયોનું સંમિલન અંકિત કરતો પ્રજાકીય મોરચો ખુદ લોકસમુદાયોના કદમ ઉપર આધારિત હતો. કિસાનપ્રજા તથા શહેરી નિમ્ન-મૂડીવાદી સ્તરની સાથે એકસંપીમાં કદમ ઉઠાવતો કામદાર વર્ગ પ્રજાકીય મોરચામાં અગ્રિમ પરિબળનું સ્થાન ધરાવતો હતો. પ્રજાકીય

મોરચાનાં મુખ્ય લક્ષ્યો ફાસીવાદને, અત્યંત ઝેરીલા મૂડીવાદી પ્રત્યાઘાતી બળને, મારી હઠાવવાની અને લોકસમુદાયોના અધિકારોને રક્ષવા તથા વિસ્તારવાની સમગ્ર કામગાર જનતાની, સઘળાં લોકશાહીવાદી બળોની, જોમદાર જહેમતોને અનુરૂપ હતાં.

મૂડીવાદી દેશોમાંની કેટલીય કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ ૧૯૩૫ના છેક આરંભથી જ પ્રજાકીય મોરચા સ્થાપવાનાં અમલી કદમો ઉઠાવવાનું શરૂ કરી દીધું અને ફાસીવાદ-વિરોધીઓની એકતા સાધવાના ક્ષેત્રમાં અનુભવ સંચિત કર્યો.

તેની સાથે સાથે, સાંસ્થાનિક તથા પરાધીન દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓ પણ નવા રાજકીય નિર્ણયો ઘડી રહી હતી. એ દેશોમાંની પરિસ્થિતિ સઘળાં સામ્રાજ્યવાદ-વિરોધી પરિબળોનાં કદમોની એકતા અનિવાર્ય રૂપે આવશ્યક બનાવતી હતી. ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટી એ વખતે મુશ્કેલ ગાળામાંથી પસાર થઈ રહી હતી. પાર્ટીની અંદર ઉગ્રવાદી તથા સંકુચિતતાની વૃત્તિ ધરાવતાં તત્ત્વોએ ફરી સુકાન કબજે કરી લીધું હતું, અને તેઓ ફરી વાર વસ્તુગત સંજોગોને અવગણીને તત્કાળ હથિયારબંધ કદમો મારફત શહેરો કબજે કરી લેવાના તથા કુઓમિન્ટાંગ શાસનના લશ્કરની સામે સીધી લડાઈ લડી લેવાના માર્ગે જઈ રહ્યાં હતાં. આંધળિયાં કરવાની વૃત્તિ, "ઉગ્રવાદી" વિચલન, જાપાની સામ્રાજ્યવાદી ચડાઈખોરોની સામે સર્વસામાન્ય રાષ્ટ્રીય મોરચો સ્થાપવાની પ્રાણરૂપ આવશ્યકતાને સમજવાની નિષ્ફળતા, અને અચલ કાર્યનીતિથી ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીને પ્રચંડ હાનિ થઈ. ચીનની લાલ સેનાને લશ્કરી પરાજયો ખમવા પડયા અને વિશાળ પ્રદેશોને આવરી લેતાં ક્રાંતિકારી મથકો ગુમાવી દેવાં પડયાં, તેનાં કારણોમાંનું એક એ ગલતીઓનું હતું.

કોમિન્ટર્નની કારોબારી સમિતિએ ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીને સઘળાં સામ્રાજ્યવાદ-વિરોધી દેશાભિમાની પરિબળોની એકતા સાધવાની નીતિ ઘડી કાઢવામાં ખૂબ મદદ કરી. ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિ તથા કામચલાઉ કામદાર કિસાન સરકારની ૧૯૩૫ની પહેલી ઑગસ્ટની અપીલ ઘડી કાઢવામાં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની કારોબારી સમિતિએ સક્રિય ભાગ લીધો હતો. દેશની અંદર માંહોમાંહે સંહાર ફેલાવતા વિખવાદનો અંત આણવાની તથા જાપાની સામ્રાજ્યવાદની વિરુદ્ધ સંયુકત લશ્કરી કામગીરીનું સંઘટન કરવાની હાકલ કરતી એ અપીલ ચીનનાં સામ્રાજ્યવાદ-વિરોધી પરિબળોની એકતા સાધવાની નીતિની દિશાના પરિવર્તનમાં અત્યંત અગત્યની બાબત હતી.

ઘણા સાંસ્થાનિક તથા પરાધીન દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ સંયુકત સામ્રાજ્યવાદ-વિરોધી મોરચા માટેના સંઘર્ષનાં સૂત્રો ફરી વાર ઘોષિત કર્યાં. ૧૯૩૪ના ઑકટોબરમાં ભરાયેલું લેટિન અમેરિકી દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓનું સંમેલન રાષ્ટ્રીય-સુધારાવાદી તથા નિમ્ન-મૂડીવાદી પાર્ટીઓ પ્રત્યેના અગાઉના વલણને આંશિક રીતે હજુ વળગી રહ્યું હતું ખરું, પરંતુ સામ્રાજ્યવાદી ઉત્પીડનની વિરુદ્ધ સહિયારા સંઘર્ષ માટે તેઓની જોડે સમજણ સાધવાની આવશ્યકતાને તેમાં સ્વીકારવામાં આવી હતી.

ફાસીવાદ તથા સામ્રાજ્યવાદ સામેની લડાઈઓ દરમિયાન કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ ઘડી કાઢેલી નીતિનો પ્રભાવ સામાજિક-લોકશાહીવાદી કામદારોની ઉપર પડયો. તેમાંના ઘણા માંગ ઉઠાવવા લાગ્યા કે તેમની પાર્ટીઓ સામ્યવાદીઓની સાથે મળીને સંયુકત કદમો ઉઠાવે. સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓની અંદર ઉદ્દામ વહેણો સારી પેઠે જોરદાર બની ગયાં. સમાજવાદી કામદાર ઈન્ટરનેશનલની કારોબારી સમિતિએ કોમિન્ટર્નની સંયુકત કદમની દરખાસ્તો નકારી કાઢી હોવા છતાં તેને પોતાના વિભાગો ઉપરથી સંયુકત મોરચા અંગે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ સાથે સમજણ સાધવા સંબંધી પ્રતિબંધ સાધારણ સભ્યોના દબાણના પરિણામે ૧૯૩૪ના અંતમાં હઠાવી દેવો પડયો.

તમામ ફાસીવાદ-વિરોધીઓના સંયુકત કદમનો વિચાર પ્રગતિશીલ બુદ્ધિજીવીઓને પણ નિરંતર વધતા જતા પ્રમાણમાં પ્રભાવિત કરવા લાગ્યો.

કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની સાતમી કોંગ્રેસનો સમય જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ તેને સ્પષ્ટ જણાતું ગયું કે ફાસીવાદ-વિરોધીઓની એકતા સાધવાની નીતિ અધિકતમ બહોળા સમુદાયોની પોતાના અધિકારો તથા આઝાદીઓને રક્ષવા તથા વિસ્તારવાની જહેમતોની સાથે બરાબર મેળ ખાય છે.

૧૯૩૫ના જુલાઈ — ઑગસ્ટમાં મોસ્કો ખાતે ભરાયેલી સાતમી કોંગ્રેસમાં ૬૫ કોમ્યુનિસ્ટ પાર્ટીઓ તથા કેટલાંય આંતરરાષ્ટ્રીય સંગઠનોના ડેલિગેટોએ ભાગ લીધો હતો. એ વખત સુધીમાં કોમિન્ટર્નના ઝંડા હેઠળ ૩૧૪૦૦૦૦થી વધારે કોમ્યુનિસ્ટો એકતાબદ્ધ થઈ ચૂક્યા હતા, જેમાંથી ૭૮૫૦૦૦ કોમ્યુનિસ્ટો મૂડીવાદી દેશોના હતા.

કાર્યસૂચિમાં કેંદ્રીય બાબત 'ફાસીવાદનો આક્રમક હુમલો અને ફાસીવાદની સામે કામદાર વર્ગની એકતા માટેના સંઘર્ષમાં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલનાં કર્તવ્યો' અંગે ગેઓર્ગી દિમિત્રોવના રિપોર્ટની હતી. દિમિત્રોવે

જગતની પરિસ્થિતિનું મૂલ્યાંકન કરીને જણાવ્યું કે "મૂડીવાદની સામાન્ય કટોકટી અધિક ઉગ્ર બનવાના તેમ જ કામગાર સમુદાયોના વધતા જતા ક્રાંતિકારી જોમના સંજોગોમાં શાસક મૂડીદાર વર્ગ પોતાના બચાવનો ઉપાય વધારે ને વધારે પ્રમાણમાં ફાસીવાદમાં ખોળે છે; અને મહેનતકશોની વિરુદ્ધ અસાધારણ રૂપે લૂંટફાટિયાં પગલાં લેવાનું, લૂંટફાટના સામ્રાજ્યવાદી યુદ્ધની તૈયારી કરવાનું, લક્ષ્ય સાધવા માગે છે..."* અને ક્રાંતિને અટકાવવા માગે છે. રિપોર્ટમાં ભારપૂર્વક ઉલ્લેખ કરવામાં આવ્યો હતો કે જર્મન ફાસીવાદ તો પ્રતિક્રાંતિનું આક્રમક દળ છે, જગતના ફાસીવાદી પ્રત્યાઘાતની મુખ્ય તાકાત છે, નવા વિશ્વયુદ્ધનો મુખ્ય ઉશ્કેરણીખોર છે, અને સોવિયેત યુનિયનનો કટ્ટર દુશ્મન છે.

કોંગ્રેસે મૂળભૂત મહત્ત્વનો નિષ્કર્ષ તારવ્યો કે ફાસીવાદ સત્તાસ્થાને આવવાની ઘટના "એક મૂડીવાદી સરકારની જગ્યાએ બીજી મૂડીવાદી સરકાર આવવાનો સાધારણ ક્રમ અંકિત નથી કરતી પરંતુ મૂડીદાર વર્ગના વર્ગીય વર્ચસ્વના એક રાજ્યરૂપની — મૂડીવાદી લોકશાહીની — જગ્યાએ બીજા રાજ્યરૂપની — ઉઘાડી ત્રાસવાદી સરમુખત્યારીની — સ્થાપના અંકિત કરે છે**." ફાસીવાદ મૂડીવાદી લોકશાહીમાંથી જબ્બર પીછેકદમ અંકિત કરતો હતો.

કોંગ્રેસે સ્પષ્ટ નિર્દેશ કર્યો કે ફાસીવાદ-વિરોધી સામાન્ય લોકશાહીવાદી કર્તવ્યો મૂડીવાદી દેશોની સમગ્ર કામગાર જનતા માટે મુખ્ય બાબત બની રહે છે, અને આગેકૂચનો માર્ગ એ કર્તવ્યોના અમલ મારફત છે. ફાસીવાદનો વિરોધ કેવળ સોવિયેત યુનિયન તથા ક્રાંતિકારી કામદારો જ નહિ, સમાજવાદનું સમર્થન કરનારી રાજકીય જાગૃતિ ધરાવતી કામગાર જનતા જ નહિ, પરંતુ લોકશાહી તથા શાંતિની તરફેણમાં અને પાશવી જુલમ તથા યુદ્ધની વિરુદ્ધ ધોરણ લેનારા સૌ કરી રહ્યા હતા.

સાતમી કોંગ્રેસે સામ્યવાદીઓની સમક્ષ ઉપસ્થિત કરેલું મુખ્ય કર્તવ્ય ફાસીવાદની વિરુદ્ધ તમામ ક્રાંતિકારી તથા લોકશાહીવાદી બળોને સંમિલિત કરવાનું હતું. સંયુક્ત કામદાર મોરચો ઘડવાની બાબતને કોંગ્રેસે ભારે મહત્ત્વની ગણાવી હતી. દિમિત્રોવે ભારપૂર્વક કરેલા ઉલ્લેખ મુજબ, ફાસીવાદ સત્તાસ્થાને આવી શક્યો તેનું સૌથી પહેલું કારણ એ હતું કે સામાજિક-લોકશાહીવાદી

---

*ગેઓર્ગી દિમિત્રોવ, 'સંયુક્ત મોરચો', લંડન, ૧૯૩૮, પૃષ્ઠ ૯.
**એ જ પ્રકાશન, પૃષ્ઠ ૧૨.

આગેવાનોની વર્ગ સહયોગની નીતિને લીધે કામદાર વર્ગ "ફૂટનો ભોગ બનેલો હતો, મૂડીદાર વર્ગના હલ્લાની સામે રાજકીય તથા સંગઠનાત્મક દૃષ્ટિએ શસ્ત્રહીન હતો. અને બીજી તરફ, સામાજિક-લોકશાહીવાદીઓથી અળગી તથા તેમનો વિરોધ કરતી કોમ્યુનિસ્ટ પાર્ટીઓ લોકસમુદાયોને જાગૃત કરવા તથા ફાસીવાદ સામેના નિર્ણાયક સંઘર્ષમાં તેઓની આગેવાની કરવા જેટલી મજબૂત નહોતી."*

રિપોર્ટમાં નિર્દેશ કરવામાં આવ્યો હતો કે "રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય પાયા પર સર્વહારા વર્ગના કદમની એકતા એવું પ્રબળ હથિયાર છે જે કામદાર વર્ગને સફળતાથી પોતાનું રક્ષણ કરવા શકિતમાન બનાવે છે એટલું જ નહિ પરંતુ ફાસીવાદની ઉપર, વર્ગ દુશ્મનની ઉપર, વળતો હુમલો કરવા શકિતમાન પણ બનાવે છે."** સાતમી કોંગ્રેસે ફ્રાંસ, સ્પેન, તથા અન્ય દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓના સંયુકત કામદાર મોરચા માટેના સંઘર્ષના નવા અનુભવનું મૂલ્યાંકન કરીને સ્પષ્ટ નિર્દેશ કર્યો કે એવા મોરચાની રચના ફાસીવાદ-વિરોધી સામાન્ય લોકશાહીવાદી સૂત્રોના આધારે સફળતાથી કરી શકાય એમ છે.

સંયુકત કામદાર મોરચાની નીતિના અંતસ્તત્ત્વને જ એ રીતે બદલાવી નાખવામાં આવ્યું. અગાઉ તેનું લક્ષ્ય સીધેસીધી સમાજવાદી ક્રાંતિની તૈયારી કરવા માટે કામદાર વર્ગની બહુસંખ્યાને જીતી લેવાનું હતું, હવે તેનું અંતસ્તત્ત્વ સૌપ્રથમ ફાસીવાદની સામે સંઘર્ષ લડવાનું હતું. ૧૯૨૧-૨૩ દરમિયાન લેનિનની સક્રિય સામેલગીરીના આધારે ઘડી કાઢવામાં આવેલી સંયુકત કામદાર મોરચાની નીતિ સાતમી કોંગ્રેસના નિર્ણયોમાં અધિક વિકસાવવામાં આવી.

સંયુકત કામદાર મોરચાની રચનામાં સફળતાનો આધાર સૌપ્રથમ તો સામ્યવાદીઓ અને સામાજિક-લોકશાહીવાદીઓ વચ્ચેના સંબંધો ઉપર હતો. સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓની અંદર ફાસીવાદ-વિરોધી લાગણીઓમાં થયેલી વૃદ્ધિને લક્ષમાં લઈને સાતમી કોંગ્રેસે કોમ્યુનિસ્ટ પાર્ટીઓને હાકલ કરી કે તેઓ ફાસીવાદની વિરુદ્ધ સામાજિક-લોકશાહીવાદી આંદોલન સાથે સંયુકત મોરચો ઘડવાનું કાર્ય સઘળી કક્ષાઓએ કરે — કારખાનાંમાં, શહેરોમાં, રાષ્ટ્રીય પાયા પર, અને આંતરરાષ્ટ્રીય પાયા પર.

---

*એ જ પ્રકાશન, પૃષ્ઠ ૧૯.

**એ જ પ્રકાશન પૃષ્ઠ ૩૧.

ટ્રેડ-યુનિયન એકતાનો સવાલ પણ નવી રીતે ઉઠાવવામાં આવ્યો. "ઉદ્યોગો અનુસાર તેમ જ રાષ્ટ્રીય પાયા પર ટ્રેડ-યુનિયનોની એકતા સિદ્ધ કરવા માટે તમામ વ્યાવહારિક પગલાં લેવાની" અને "મૂડી તથા ફાસીવાદના આક્રમક હુમલાની સામે કામદાર વર્ગના મુખ્ય ગઢોમાંના એક તરીકે સંયુક્ત વર્ગ ટ્રેડ-યુનિયનોની સ્થાપના માટે દરેક દેશમાં તેમ જ આંતરરાષ્ટ્રીય પાયા પર"* કાર્ય કરવાની બાબતને કોંગ્રેસે સામ્યવાદીઓની ફરજ ગણાવી. બહોળો પ્રભાવ ધરાવતાં સંગઠનો હજી ન બની શકેલાં ક્રાંતિકારી ટ્રેડ-યુનિયનોને સુધારાવાદી ટ્રેડ-યુનિયનો સાથે જોડાઈ જવાની સલાહ આપવામાં આવી. બહાળા પ્રભાવ ધરાવતાં ક્રાંતિકારી ટ્રેડ-યુનિયનોને એવાં જ સુધારાવાદી ટ્રેડ-યુનિયનોની સાથે સમાનતાના આધારે એકતાના પ્રયાસો કરવાની સલાહ આપવામાં આવી. એ સંબંધમાં સામ્યવાદીઓએ માત્ર બે જ શરતો રજૂ કરી: સર્વહારા વર્ગનાં હિતો સારુ વર્ગસંઘર્ષ લડવો જ જોઈએ, અને ટ્રેડ-યુનિયનોની અંદર લોકશાહીનું પાલન કરવામાં આવે.

રાજકીય એકતા સાધવાની શક્યતાનો, અર્થાત્ દરેક દેશમાં કામદાર વર્ગની સંયુક્ત લોકવ્યાપી રાજકીય પાર્ટીઓ રચવાનો, સવાલ પણ સાતમી કોંગ્રેસે ઉઠાવ્યો હતો. એવી એકતા કેવળ માર્ક્સવાદી-લેનિનવાદી આધારે જ સાધી શકાય એમ હતી. કોંગ્રેસના નિર્ણયોમાં કરવામાં આવેલા નિર્દેશ મુજબ, એવી એકતાની શરતો નીચે પ્રમાણે હતી: મૂડીદાર વર્ગની સાથે સામાજિક-લોકશાહીવાદની જૂથબંધીનું ખંડન અને મૂડીદાર વર્ગ પરના અવલંબનનો તદ્દન ખાતમો; કદમની એકતાની પ્રાથમિક સિદ્ધિ; મૂડીદાર વર્ગને ક્રાંતિકારી રીતે ઉથલાવી પાડવાની તથા સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવાની આવશ્યકતાનો સ્વીકાર; સામ્રાજ્યવાદી યુદ્ધમાં કોઈ દેશવિશેષના મૂડીદાર વર્ગનું સમર્થન કરવાનો ઈનકાર; લોકશાહીવાદી કેંદ્રવાદના આધારે પાર્ટીની સંઘટના. એ શરતોએ ભાવિ સંયુક્ત કામદાર પાર્ટીઓનું ક્રાંતિકારી સ્વરૂપ નિર્ધારિત કર્યું.

કોંગ્રેસમાં સર્વહારા એકતાની નીતિનું પરીક્ષણ તમામ ફાસીવાદ-વિરોધી પરિબળોની જમાવટ કરવાના કર્તવ્યની સાથે તેના અવિભાજ્ય જોડાણને લક્ષમાં રાખીને કરવામાં આવ્યું હતું. સર્વહારા વર્ગ તથા લોકશાહી

---

*'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની સાતમી કોંગ્રેસના ઠરાવો', ન્યુ યોર્ક, ૧૯૩૫, પૃષ્ઠ ૩૧.

માટેના સંઘર્ષની બહોળી એકસંપીઓ સમાજવાદ માટેના સંઘર્ષનું અભિન્ન અંગ હોય છે — એવા લેનિનવાદી મતને વિકસાવીને કોંગ્રેસે પ્રજાકીય મોરચાની નીતિને પુષ્ટિ આપી. એ નીતિ એવા વિચાર ઉપર આધારિત હતી કે લોકશાહી માટેના સંઘર્ષમાં ફાસીવાદને પરાજિત કરવાનું, મૂડીની સત્તાને સીમિત રાખવાનું, અને આગળના સમાજવાદ માટેના સંઘર્ષ માટે સાનુકૂળ પ્રાથમિક સંજોગો પેદા કરવાનું શક્ય છે. કોંગ્રેસે મહત્ત્વનો સૈદ્ધાંતિક નિષ્કર્ષ તારવ્યો કે ફાસીવાદ-વિરોધી સામાન્ય લોકશાહીવાદી સંઘર્ષમાં દરેક દેશની અંદર વસતિની ભારે બહુસંખ્યા — સર્વહારા વર્ગ, કિસાનપ્રજા, શહેરી નિમ્ન-મૂડીવાદી વર્ગ, કારીગર-કસબીઓ, તથા કામ કરતા બુદ્ધિજીવીઓ — તરફથી સંયુકત કદમ શક્ય છે. કોંગ્રેસમાં નિર્દેશ કરવામાં આવ્યો કે કામદાર વર્ગ એ વિભાગોની રક્ષા સારુ, સર્વહારા વર્ગનાં હિતોની વિરુદ્ધ ન હોય એવી તમામ માંગોના બચાવમાં, ફૂર્તિલા પ્રયાસો કરે તો જ લોકશાહીવાદી બળોને પ્રજાકીય મોરચામાં ખેંચી શકે.

સામ્યવાદી આંદોલનને પ્રજાકીય મોરચામાં સંમિલનનું એવું રૂપ સાંપડયું કે જેના માળખાની અંદર કામદાર વર્ગ સામાન્ય લોકશાહીવાદી ફાસીવાદ-વિરોધી લક્ષ્યો માટેના સંઘર્ષમાં અગ્રિમ ભૂમિકા ભજવી શકે અને રાજકીય ઘટનાઓના વિકાસ ઉપર નિર્ણાયક પ્રભાવ પાડતું પરિબળ વધતા જતા પ્રમાણમાં બનતો રહે.

પ્રજાકીય મોરચાની અંદર એકતાબદ્ધ થયેલા લોકસમુદાયોના સુસંગત સંઘર્ષથી એવી પરિસ્થિતિ સર્જાશે કે જેમાં આંદોલનના જુવાળના પરિણામે પુરાણી પ્રત્યાઘાતી સરકારો ફેંકાઈ જશે અને સંયુકત કામદાર અથવા ફાસીવાદ-વિરોધી મોરચાની સરકારો સ્થાપવાનો સવાલ ઊભો થશે. સાતમી કોંગ્રેસે પ્રજાકીય મોરચાની સરકારના સૂત્રને પુષ્ટિ આપવામાં કોમિન્ટર્નની ત્રીજી તથા ચોથી કોંગ્રેસના નિષ્કર્ષોનો આધાર લીધો. 'કામદાર-કિસાન સરકાર'ના સૂત્ર સંબંધી એ નિષ્કર્ષો ઘડવામાં લેનિન સામેલ હતા. દિમિત્રોવે સાતમી કોંગ્રેસમાં જણાવ્યું કે એ દિવસોમાં "તાત્ત્વિક દૃષ્ટિએ મુદ્દો આપણે આજે જેની ચર્ચા કરી રહ્યા છે તે સવાલને લગભગ મળતો આવતો હતો."*

બધા સંજોગોમાં પ્રજાકીય મોરચાની સરકારનાં કર્તવ્યો ફાસીવાદ તથા પ્રત્યાઘાતને પરાજિત કરવાનાં, ઇજારદારીઓની સત્તાને સીમિત રાખવાનાં,

---

*ગેઓર્ગી દિમિત્રોવ, એ જ પ્રકાશન, પૃષ્ઠ ૭૨.

અને કામદાર વર્ગ તેમ જ સમગ્ર કામગાર જનતાની સ્થિતિને વધારે મજબૂત બનાવવાનાં છે. વર્ગ-પરિબળોના સંબંધોના આધારે એ સરકાર સર્વહારા વર્ગની સરમુખત્યારીમાં સંક્રમણની સરકારની ભૂમિકા સમેત ઘણી મહત્ત્વની ભૂમિકાઓ ભજવી શકે. કોંગ્રેસે સામ્યવાદીઓ માટે ફરજ નિર્ધારિત કરી કે તેઓ પ્રજાકીય મોરચાની સરકારને પૂરો ટેકો આપે. સર્વહારા વર્ગની સરમુખત્યારી અંકિત ન કરતી હોય પરંતુ પ્રત્યાઘાત તથા ફાસીવાદની સામે લડતી હોય એવી સરકારી સંસ્થાઓમાં, અમુક ચોક્કસ સંજોગોમાં, ભાગ લેવાનું પણ સામ્યવાદીઓ માટે ઇચ્છનીય ગણાવવામાં આવ્યું. લોકશાહીવાદી સુધારાઓને બલવત્તર બનાવવા માટે સામ્યવાદીઓ પ્રજાકીય મોરચાની સરકાર તેમ જ સંસદની અંદર જવાબદારીમાં સહભાગી બનવા તત્પર હતા. એવું ધોરણ સામાન્ય લોકશાહીવાદી સંઘર્ષના સંજોગોમાં સંસદવાદ પ્રત્યે કોમ્યુનિસ્ટ પાર્ટીઓનું નવું વલણ અંકિત કરતું હતું.

સંયુક્ત કામદાર તથા ફાસીવાદ-વિરોધી પ્રજાકીય મોરચાની નીતિ સામાન્ય લોકશાહીવાદી કર્તવ્યો રજૂ કરતી હતી એ હકીકતનો અર્થ એવો મુદ્લ નહોતો જ કે સમાજવાદી લક્ષ્યોને લાંબા સમય માટે મુલતવી કરી દેવામાં આવ્યા હોય. એથી ઊલટું, લોકસમુદાયોને સમાજવાદ માટેના સંઘર્ષમાં ખેંચવાનો માર્ગ સંયુક્ત કામદાર તથા પ્રજાકીય મોરચા મારફત જ હતો. એ રીતે મૂડીવાદી દેશોમાં ક્રાંતિકારી પ્રક્રિયાને વિકસાવવાના નવા માર્ગો મોકળા થયા: ફાસીવાદ-વિરોધી સામાન્ય લોકશાહીવાદી સંઘર્ષ મારફત લોકશાહીનો વિજય અને સમાજવાદી ક્રાંતિ માટે આવશ્યક સંજોગોનું સર્જન. પ્રજાકીય મોરચાની નીતિનો મુખ્ય અર્થ અને હેતુ એવા હતા.

રાષ્ટ્રીય મુક્તિ આંદોલન વિશે કોમિન્ટર્નની સાતમી કોંગ્રેસના નિર્ણયો પ્રચંડ મહત્ત્વના હતા. કોંગ્રેસે એવું ધોરણ ધરાવતા ઉગ્રવાદી વિચારોને નકારી કાઢ્યા કે સાંસ્થાનિક દેશોમાંની ક્રાંતિ ઝડપથી સમાજવાદી ક્રાંતિમાં વિકસતી મૂડીવાદી લોકશાહીવાદી ક્રાંતિ છે.

કોંગ્રેસે નિર્દેશ કર્યો કે મોટા ભાગના સંસ્થાનો તથા અર્ધસંસ્થાનોમાં સામ્રાજ્યવાદી ઉત્પીડકોની વિરુદ્ધ લક્ષ્યાંકિત રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષ ખરી લોકક્રાંતિનો પ્રથમ તબક્કો અનિવાર્ય રીતે બની રહેશે જ.

કોંગ્રેસે સાંસ્થાનિક તથા પરાધીન દેશોના સામ્યવાદીઓ માટે નિર્ધારિત કરેલું પ્રથમ કર્તવ્ય સંયુક્ત સામ્રાજ્યવાદ-વિરોધી મોરચાના સર્જનનું હતું. રાષ્ટ્રીય મૂડીદાર વર્ગને તદ્દન સામ્રાજ્યવાદ-તરફી ગણાવનારા માણસોના

5°

વિચારોની કોંગ્રેસે સખત ટીકા કરી. ગુલામ દેશોમાં વસતિની બહુસંખ્યા બની રહેતાં સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજા વચ્ચેની એકસંપીને સામ્રાજ્યવાદ-વિરોધી મોરચાની રચનામાં ખાસ મહત્ત્વની ગણાવવામાં આવી.

ગુલામ પ્રજાઓનાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલનો અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગ વચ્ચેની એકસંપીના વિચાર ઉપર કોંગ્રેસે ખૂબ ભાર મૂક્યો. ફાસીવાદ તથા સામ્રાજ્યવાદને પરાજિત કરવામાં તેમ જ યુદ્ધને ફાટી નીકળતું અટકાવવામાં તેઓનું સહિયારું હિત આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલન તથા રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષ વચ્ચે ગાઢતમ એકતાનો આધાર પૂરો પાડતું હતું. જગતનાં તમામ ક્રાંતિકારી બળોની જમાવટ કરવાના કાર્યને પ્રચંડ મહત્ત્વનું ગણાવીને કોંગ્રેસે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે ફરજ નિર્ધારિત કરી કે તેઓ "પીડિત સાંસ્થાનિક તથા અર્ધસાંસ્થાનિક પ્રજાઓના રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષને સક્રિય ટેકો આપે."*

શાંતિ માટે અને નવા વિશ્વયુદ્ધના જોખમ વિરુદ્ધ તથા સોવિયેત-વિરોધી દખલબાજીની વિરુદ્ધ સંઘર્ષ અંગેનો તોલિયાતી (એર્કોલી)નો રિપોર્ટ સાતમી કોંગ્રેસની કારવાઈમાં મહત્ત્વના સ્થાને રહ્યો હતો. એ રિપોર્ટના મુખ્ય મુદ્દાઓ નિરૂપિત કરવામાં સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીના આગેવાનોએ સક્રિય ભાગ લીધો હતો. સાતમી કોંગ્રેસે યુદ્ધના અનિષ્ટ જોખમ પ્રત્યે નિર્દેશ કરીને અધિકતમ દૃઢતાથી ભારપૂર્વક જાહેર કર્યું કે "કોમ્યુનિસ્ટ પાર્ટીઓનું **કેંદ્રીય** સૂત્ર હોવું જોઈએ: શાંતિ માટેનો સંઘર્ષ!"** સામ્યવાદીઓએ ક્રાંતિનાં પરિબળોને વધારે મજબૂત બનાવવામાં શાંતિ માટેની, યુદ્ધને ફાટી નીકળતું અટકાવવાની, ઝુંબેશને મુખ્ય આવશ્યકતા તરીકે ગણાવી.

કોંગ્રેસે શાંતિ માટેની લડાઈના ઉદ્દામ તકવાદી ન્યૂન-મૂલ્યાંકનની વિરુદ્ધ તેમ જ ઉગ્રવાદી-ત્રોત્સ્કીપંથી વિચારોની વિરુદ્ધ ધોરણ લીધું. ઉગ્રવાદી-ત્રોત્સ્કીપંથી વિચારોમાં એવા ધોરણની હિમાયત કરવામાં આવતી હતી કે કેવળ યુદ્ધ જ ક્રાંતિનો માર્ગ તૈયાર કરશે. રિપોર્ટમાં એવા નાલેશીભર્યા આક્ષેપોને નકારી કાઢવામાં આવ્યા કે "સામ્યવાદીઓ યુદ્ધની તરફેણ કરે છે, તેઓ પોતાની આશાઓ યુદ્ધ ઉપર કેંદ્રિત કરે છે, તેઓ એવા ધોરણની

---

*'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની સાતમી કોંગ્રેસના ઠરાવો', ન્યુ યોર્ક, ૧૯૩૫, પૃષ્ઠ ૪૭.

**એ જ પ્રકાશન, પૃષ્ઠ ૪૪.

હિમાયત કરે છે કે ક્રાંતિ માટેની, સત્તા હાંસલ કરી લેવાની, લડત શક્ય બનાવે એવી પરિસ્થિતિ કેવળ યુદ્ધ જ સર્જી શકશે".*

યુદ્ધ અનિવાર્ય હોવાના દૈવવાદી ખ્યાલને નકારી કાઢીને કોંગ્રેસે નોંધ લીધી કે જગતમાં વર્ગ પરિબળોના પલટાયેલા સંતુલનના પરિણામે, સોવિયેત યુનિયનના રાજકીય તથા આર્થિક તથા લશ્કરી સામર્થ્યમાં થયેલી વૃદ્ધિના પરિણામે, અને વિશ્વ ક્રાંતિકારી આંદોલનની બીજી ટુકડીઓની તાકાતમાં થયેલા વધારાના પરિણામે, શાંતિ માટેના સંઘર્ષની નવી શક્યતાઓ ઊભી થઈ છે.

યુદ્ધ શરૂ કરવામાં સઘળાં મૂડીવાદી રાજ્યોની એકસરખી જવાબદારીની થિસિસને કોંગ્રેસે નકારી કાઢી અને પોતાનો મુખ્ય ફટકો ફાસીવાદી જંગખોરોની વિરુદ્ધ—જર્મની, જાપાન, તથા ઇટાલીની વિરુદ્ધ—લક્ષ્યાંકિત કર્યો.

કોંગ્રેસે તારવેલો એક મુખ્ય નિષ્કર્ષ એવો હતો કે ફાસીવાદી આક્રમણ કેવળ સોવિયેત યુનિયન માટે જ નહિ પરંતુ બીજા દેશો માટે પણ જોખમ ઊભું કરી રહ્યું છે એવા સંજોગોમાં ફાસીવાદી આક્રમકની વિરુદ્ધ રાષ્ટ્રીય મુક્તિનાં યુદ્ધો યુરોપમાં શક્ય છે. એવી ઘટનામાં સર્વહારા વર્ગ તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ પોતપોતાના દેશોની રાષ્ટ્રીય સ્વાધીનતાનું રક્ષણ જોમથી કરવું જોઈએ. સર્વહારા વર્ગે રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષમાં દેશની રક્ષાની સાથે કામગાર સમુદાયોની વર્ગીય આકાંક્ષાઓનો સમન્વય કાબેલિયત તથા લચીલાઈથી સાધવો જોઈએ, શાસનના લોકશાહીકરણની જહેમતો કરવી જોઈએ, ખાસ કરીને લશ્કરના લોકશાહીકરણની કોશિશો કરવી જોઈએ, અને દુશ્મનને શરણે જવાની મૂડીદાર વર્ગની વૃત્તિઓને દબાવી દેવી જોઈએ.

કેવળ કામદાર વર્ગ અને સઘળા કામગાર તથા લોકશાહીવાદી વિભાગો જ નહિ પરંતુ ફાસીવાદી આક્રમણથી જોખમાતા તમામ દેશોને પણ આવરી લેતો શાંતિ માટેનો અધિકતમ બહોળો મોરચો રચવાનો સવાલ સાતમી કોંગ્રેસે ઉઠાવ્યો હતો. યુદ્ધની વિરુદ્ધ લડવા ખરેખર તૈયાર હોય એવા સઘળા શાંતિવાદીઓને સામ્યવાદીઓએ એ મોરચામાં સામેલ થઈ જવાની અપીલ કરી.

---

*એર્કોલી, 'સામ્રાજ્યવાદીઓની નવા વિશ્વયુદ્ધની તૈયારીઓને લક્ષમાં લેતાં કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલનાં કર્તવ્યો', મોસ્કો, ૧૯૩૫, પૃષ્ઠ ૪૭.

સાતમી કોંગ્રેસમાં માનુઈલ્સ્કીએ રજૂ કરેલા રિપોર્ટમાં સોવિયેત યુનિયનની અંદર સમાજવાદના નિર્માણની કામગીરીનું તારણ કાઢવામાં આવ્યું હતું. કોંગ્રેસમાં ભાગ લેનારા ડેલિગેટોએ નોંધ લીધી કે માનવ ઈતિહાસના સમગ્ર ભાવિ ક્રમ ઉપર સમાજવાદના ગહન પ્રભાવના સ્રોત સોવિયેત યુનિયનની અંદર સમાજવાદના વિજય તથા સમાજવાદી ઉદ્યોગીકરણમાં છે. જગતની કામગાર જનતા સોવિયેત યુનિયનની પ્રચંડ સિદ્ધિઓની ઉપર આધાર રાખીને ફાસીવાદના આક્રમણની વિરુદ્ધ, સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતની વિરુદ્ધ, અને યુદ્ધની વિરુદ્ધ અધિકતર આત્મવિશ્વાસ તથા સફળતાપૂર્વક લડી શકે છે. કોંગ્રેસના એક ઠરાવમાં નોંધ લેવામાં આવી કે સોવિયેત યુનિયનમાં સમાજવાદનો વિજય "વિશ્વવ્યાપી પાયા પર વર્ગ પરિબળોના સંબંધોની અંદર સમાજવાદની તરફેણમાં તથા મૂડીવાદના ગેરફાયદામાં નવું પ્રચંડ પરિવર્તન અંકિત કરે છે,"* સોવિયેત સંઘ જગતના રાજકારણને પ્રભાવિત કરતી મહાન રાજકીય તથા આર્થિક તથા સાંસ્કૃતિક શકિત બની ગયો છે, સામ્રાજ્યવાદી પ્રત્યાઘાત તથા ફાસીવાદ તથા યુદ્ધની વિરુદ્ધ તમામ બળો માટે આકર્ષણનું કેંદ્ર બની ગયો છે.

કોંગ્રેસે આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગ તેમ જ સઘળી કોમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે ભારપૂર્વક ફરજ નિર્ધારિત કરી કે "તેઓ સોવિયેત સંઘને વધારે મજબૂત બનાવવામાં પોતાની પૂરી શકિત લગાવીને તથા બધી રીતો અજમાવીને મદદ કરે, અને સોવિયેત સંઘના દુશ્મનોની વિરુદ્ધ લડે."**

કોંગ્રેસે સંગઠનાત્મક બાબતો અંગેના મહત્ત્વના નિર્ણયોમાં કોમિન્ટર્નની કારોબારી સમિતિને સલાહ આપી કે તેની પ્રવૃત્તિઓમાં વિશ્વ કામદાર વર્ગીય આંદોલનના મૂળભૂત રાજકીય તથા કાર્યનીતિ-વિષયક સિદ્ધાંતો ઘડી કાઢવાના કાર્ય ઉપર વધારે ભાર મૂકવામાં આવે, "અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓની આંતરિક સંગઠનાત્મક બાબતોમાં સીધી દખલગીરી સામાન્ય રીતે ન કરવામાં આવે."*** એ રીતે કોમિન્ટર્ને કોમ્યુનિસ્ટ પાર્ટીઓની પહેલકદમીને પ્રોત્સાહિત કરી અને તેમને સહિયારાં આંતરરાષ્ટ્રવાદી લક્ષ્યો પ્રત્યેની વફાદારી હંમેશાં

---

*'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની સાતમી કોંગ્રેસના ઠરાવો', ન્યુ યોર્ક, ૧૯૩૫, પૃષ્ઠ ૧૮.

**એ જ પ્રકાશન, પૃષ્ઠ ૫૬.

***એ જ પ્રકાશન, પૃષ્ઠ ૧૮.

જાળવી રાખવાની સાથે સાથે પોતપોતાના દેશોની અંદરના વિશિષ્ટ સંજોગોને વધારે પૂર્ણ રીતે લક્ષમાં લેવામાં મદદ કરી.

સાતમી કૉંગ્રેસે કોમિન્ટર્નના ઇતિહાસ તથા નીતિમાં વળાંક અંકિત કર્યો. માર્ક્સવાદ-લેનિનવાદના આધારે વાસ્તવિકતાનું ઊંડું પૃથક્કરણ કરીને તથા વર્ગસંઘર્ષના અનુભવનું તારણ કાઢીને કૉંગ્રેસે ફાસીવાદ-વિરોધી સામાન્ય લોકશાહીવાદી કર્તવ્યો સિદ્ધ કરવા માટે સંયુક્ત કામદાર તથા વ્યાપક પ્રજાકીય મોરચાની નીતિ વિગતવાર ઘડી કાઢી. એથી ક્રાંતિકારી સંઘર્ષના સમાજવાદી તબક્કાની દિશામાં પ્રગતિની બહોળી સંભાવનાઓ ઉત્પન્ન થઈ. એ કેવળ નવી કાર્યનીતિ જ નહોતી પરંતુ જગતમાં વર્ગ પરિબળોની પલટાયેલી ગોઠવણીમાંથી પરિણમતી રણનીતિ પણ હતી. કૉંગ્રેસે માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતને વધારે સમૃદ્ધ બનાવ્યો, સામ્યવાદી આંદોલનને વૈચારિક દૃષ્ટિએ નવી અધિક ઉન્નત કક્ષાએ પહોંચાડ્યું, અને તેને ફાસીવાદ તથા યુદ્ધની વિરુદ્ધ સંઘર્ષની સંભાવનાઓની સ્પષ્ટ સમજ પૂરી પાડી. સાતમી કૉંગ્રેસે કોમ્યુનિસ્ટ પાર્ટીઓના કાર્યકરો માટે વૈચારિક તથા સૈદ્ધાંતિક શાળાની કામગીરી બજાવી.

કોમિન્ટર્નની સાતમી કૉંગ્રેસે ઘડી કાઢેલા રાજકીય ધોરણે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે પ્રત્યાઘાત, ફાસીવાદ, તથા યુદ્ધનાં બળોને મારી હઠાવવાના ઉદ્દેશે લોકસમુદાયોની જમાવટ કરવાનું શક્ય બનાવ્યું. ૧૯૩૫થી ૧૯૩૭નાં વર્ષો દરમિયાન આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય તથા લોકશાહીવાદી આંદોલનમાં સારી પેઠે પ્રગતિ સાધવામાં આવી. એ પ્રગતિનું મુખ્ય લક્ષણ કામદાર વર્ગ તથા બીજા કામગાર લોકોના સંયુક્ત કદમના દૃઢીકરણનું હતું.

ફ્રાંસ, સ્પેન, તથા અન્ય દેશોમાં કામગાર જનતાએ સંયુક્ત કામદાર તથા પ્રજાકીય મોરચાની નીતિને કારણે સારી એવી સિદ્ધિઓ પ્રાપ્ત કરી. ફ્રાંસમાં સાધવામાં આવેલી સિદ્ધિઓ વિશેષ રૂપે પ્રભાવક હતી. ૧૯૩૬ની વસંતમાં ક્રાંતિકારી તથા સુધારાવાદી ટ્રેડ-યુનિયનોના જોડાણ મારફત કામદારોના સામાન્ય મહાસંઘની સ્થાપના કરવામાં આવી. સામ્યવાદીઓ નવા મહાસંઘની નેતાગીરીમાં સામેલ થયા. સામ્યવાદીઓએ સમાજવાદી તથા રેડિકલ પાર્ટીઓના સભ્યોની બહુસંખ્યાને પ્રજાકીય મોરચાના કાર્યક્રમના પક્ષે જીતી લેવામાં સફળતા મેળવી. તેના પરિણામે, ૧૯૩૬ની ચૂંટણીઓમાં પ્રજાકીય મોરચાએ પ્રભાવી વિજય હાંસલ કર્યો. પ્રજાકીય મોરચા પર આધારિત સરકારની સ્થાપના થઈ.

સામ્યવાદીઓએ ઘોષિત કરેલી પ્રજાકીય મોરચાની નીતિથી ફ્રાંસની કામગાર જનતાને સારા એવા સામાજિક તથા આર્થિક લાભ મળ્યા.

ફ્રાંસમાં પ્રજાકીય મોરચાએ બજાવેલી મહાનતમ સેવા એ હતી કે તેણે ફાસીવાદીઓને સત્તા પર આવતા અટકાવીને દેશને એ જોખમથી બચાવી લીધો. કામદાર વર્ગે પોતાની હરોળોની એકતા સાધીને તથા પોતાની ફરતે મધ્યમ વર્ગોની જમાવટ કરીને ફાસીવાદીઓના મનસૂબા તથા કારસ્તાનોને નાકામયાબ બનાવી દીધાં. કામગાર લોકોની એ સફળતાઓ પ્રચંડ આંતરરાષ્ટ્રીય મહત્ત્વની હતી. ફાસીવાદ પોતાનું વર્ચસ્વ સ્થાપવામાં આખા પશ્ચિમ યુરોપમાં નાકામયાબ થઈ ગયો. પ્રજાકીય મોરચાની નીતિને કારણે ફ્રેંચ કામદાર વર્ગ સામાન્ય લોકશાહીવાદી સંઘર્ષમાં અગ્રિમ બળ બની ગયો, રાષ્ટ્રનું ચેતનમય પ્રેરક બળ બની ગયો.

૧૯૩૬ના ફેબ્રુઆરીમાં સ્પેનમાં પ્રજાકીય મોરચો વિજયી બની ગયો અને એ દેશમાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિની પરિસમાપ્તિનો સંઘર્ષ વિકાસ પામ્યો. ઘટનાઓમાં આવેલા એવા પલટાથી દહેશતમાં પડી ગયેલાં સ્પેનનાં પ્રત્યાઘાતી બળોએ બળવો કર્યો. નાઝી જર્મની તથા ફાસીવાદી ઇટાલીએ બળવાખોરોને મદદ કરવા ઝડપથી સૈન્યો મોકલ્યાં. આંતરરાષ્ટ્રીય પાયા પર ફાસીવાદની વિરુદ્ધ પહેલી મહત્ત્વની લડાઈ સ્પેનમાં લડવામાં આવી હતી. બળવાખોરોની વિરુદ્ધ તમામ પ્રજાસત્તાકીય બળોની જમાવટ તથા જર્મન-ઇટાલિયન ફાસીવાદી દખલબાજી ગહનગામી સામાન્ય લોકશાહીવાદી પરિવર્તનોની સાથે વણાઈ ગઈ હતી. જમીન સંબંધી સુધારો અમલમાં મૂકવામાં આવ્યો, મોટાં ઉદ્યોગો-સાહસોનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું, અને લોકશાહી ધોરણે સમગ્ર સામાજિક-રાજકીય જીવનની પુનર્ઘટના કરવામાં આવી. કોમ્યુનિસ્ટ પાર્ટી સમાજવાદી કાબાલ્યેરોની આગેવાનીની સરકારમાં સામેલ થઈ. બળવાખોરો તથા દખલબાજોને હરાવવા તેમ જ લોકશાહીવાદી સુધારાઓ દાખલ કરવા માટે તમામ ફાસીવાદ-વિરોધીઓની એકતા સાધવાની નીતિ તેણે ખંતથી અમલમાં મૂકી.

કોમિન્ટર્નનાં અગ્રિમ ઘટકોમાં સ્પેનિશ ક્રાંતિની સમસ્યાઓનું ઊંડું પૃથક્કરણ કરવામાં આવ્યું અને નિષ્કર્ષ તારવવામાં આવ્યો કે તે મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિની સીમાઓને પાર કરી ગઈ છે, સંઘર્ષની કસોટીમાં ઉદય પામેલું સ્પેનિશ લોકશાહી પ્રજાસત્તાક "ખરેખરી પ્રજાકીય લોકશાહી ધરાવતું રાજ્ય" બની રહેશે, તે નવા પ્રકારની પદ્ધતિ અંકિત કરશે, કામદાર

વર્ગ તથા કિસાનપ્રજાની લોકશાહીવાદી સરમુખત્યારીનું વિશિષ્ટ રૂપ અંકિત કરશે.

સ્પેનિશ પ્રજાસત્તાકના અનુભવે કોમિન્ટર્નની સાતમી કોંગ્રેસના નિર્ણયોની યથાર્થતા સાબિત કરી દીધી એટલું જ નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય સામ્યવાદી તથા કામદાર વર્ગીય આંદોલનોના સિદ્ધાંત તથા અમલને નોંધપાત્ર રીતે અધિક સમૃદ્ધ પણ બનાવ્યા. ડોલોરસ ઈબાર્રુરીએ જણાવ્યું કે "સ્પેન એવો પ્રથમ દેશ હતો કે જ્યાં ફાસીવાદ વિરુદ્ધના સંઘર્ષ દરમિયાન કામદારો, કિસાનો, અને નિમ્ન તથા મધ્યમ મૂડીદાર વર્ગની લોકશાહીવાદી સરમુખત્યારી સ્થાપવામાં આવી હતી."* નવી લોકશાહીને વધારે ને વધારે સુસંગત રીતે વિકસાવનારી તથા મૂર્ત કરનારી એ પ્રજાકીય સરકારે સમાજવાદી પરિવર્તનો પ્રત્યેના સીધા અભિગમનો માર્ગ પણ ધીરે ધીરે તૈયાર કર્યો. સ્પેનિશ પ્રજાસત્તાકના પરાજય છતાં, વિકાસનું એ વહેણ તદ્દન સ્પષ્ટ રૂપે અભિવ્યકત થયું હતું.

સ્પેનિશ પ્રજાને ફાસીવાદી આક્રમકો વિરુદ્ધના સંઘર્ષમાં કોમિન્ટર્ને પ્રચંડ સહાય આપી. સામ્યવાદીઓની હાકલના જવાબમાં ઘણા દેશોમાંથી હજારો વોલંટિયરો સ્પેન પહોંચી ગયા. ત્યાં તેમની આંતરરાષ્ટ્રીય બ્રિગેડો રચવામાં આવી. એ બ્રિગેડોમાં તમામ વહેણોના ફાસીવાદ-વિરોધીઓની એકતા સાધવામાં આવી હતી, ઘણા સમાજવાદીઓ તેમ જ કોઈ પણ પાર્ટી જોડે ન સંકળાયેલા માણસો પણ તેમાં સામેલ હતા. સ્પેનની લોક સેનાનો જ એક ભાગ બની રહેલી આંતરરાષ્ટ્રીય બ્રિગેડોની હરોળોમાં લગભગ ૬૦ દેશોના આશરે ૩૫૦૦૦ વોલંટિયરો લડયા હતા. સોવિયેત યુનિયનના વોલંટિયરોએ ફાસીવાદીઓની વિરુદ્ધ જંગમાં સક્રિય ભૂમિકા ભજવી હતી. સ્પેનનાં રણમેદાનોમાં આંતરરાષ્ટ્રીય ફાસીવાદ-વિરોધી મોરચો અસ્તિત્વમાં આવ્યો હતો.

સોવિયેત યુનિયને પ્રજાસત્તાકીય સ્પેનને હથિયારો, ખોરાક, તથા ઔષધીય પુરવઠાના રૂપમાં સારી પેઠે મદદ આપી હતી. ડોલોરસ ઈબાર્રુરીએ લખ્યું છે કે "સ્પેનિશ પ્રજાની જોડે સોવિયેત યુનિયનની પ્રજાઓનું ઐક્ય અને તેઓએ પ્રજાસત્તાકીય સરકાર તથા સ્પેનમાં લડતા સિપાહીઓને આપેલી

---

*'કોમિન્ટર્નની સાતમી કોંગ્રેસની ત્રીસમી જયંતી', પ્રાગ, ૧૯૬૬, પૃષ્ઠ ૨૦૭.

અસરકારક ભૌતિક મદદે ફાસીવાદી બળવાની વિરુદ્ધ તેમ જ ફાસીવાદ તથા આંતરરાષ્ટ્રીય પ્રત્યાઘાતની તરફેણ કરનારાં બળોની વિરુદ્ધ સ્પેનિશ પ્રજાની લડાઈમાં અસાધારણ મહત્ત્વની ભૂમિકા ભજવી હતી. સ્પેનિશ કામગાર જનતાને પોતાના મુકિત સંઘર્ષ દરમિયાન ખુદ પોતાના જ અનુભવમાંથી સર્વહારા આંતરરાષ્ટ્રવાદનો અર્થ જાણવા મળ્યો અને પ્રતીતિ થઈ કે તમામ પ્રજાઓના કામદાર વર્ગના મુકિત સંઘર્ષ માટે સોવિયેત યુનિયનનું અસ્તિત્વ કેવું પ્રચંડ મહત્ત્વ ધરાવે છે."*

ફાસીવાદ-વિરોધી લોકશાહીવાદી ક્રાંતિ અને નવા પ્રકારની લોકશાહીની સ્થાપનાનું લક્ષ્ય ધરાવતી નીતિએ ઇટાલીમાં સામ્યવાદીઓ તથા સમાજવાદીઓના કદમની એકતાને પ્રવેગ આપ્યો. ૧૯૩૭માં તેમણે સંયુકત કદમ અંગે નવી સમજણ કરી. અમેરિકાનાં સંયુકત રાજ્યો, બ્રિટન, તથા અન્ય દેશોની કામગાર જનતાએ સંયુકત કામદાર તથા બહોળા પ્રજાકીય મોરચાના સૂત્ર હેઠળ સંઘર્ષ લડીને ચોક્કસ પરિણામો સિદ્ધ કર્યાં.

નવી રણનીતિએ સામ્યવાદીઓ માટે પીડિત પ્રજાઓના સંઘર્ષમાં અધિક પ્રભાવી રાજકીય બળ તરીકે વિકસવાનું શક્ય બનાવ્યું. બહોળા સામ્રાજ્યવાદ-વિરોધી મોરચાની નીતિથી સામ્રાજ્યવાદીઓની વિરુદ્ધ પીડિત રાષ્ટ્રના ભારે બહુસંખ્યાના લોકોની એકતા સાધવાની શક્યતા ઊભી થઈ. એ નીતિ ચીનમાં ખાસ મહત્ત્વની હતી. ત્યાં કોમ્યુનિસ્ટ પાર્ટીએ દેશની અંદર ચાલતા આંતરવિગ્રહનો અંત આણવાનું અને જાપાન-વિરોધી રાષ્ટ્રીય મોરચો રચવાનું કાર્ય કર્યું. ચીનના સામ્યવાદીઓને એવી રાજકીય નીતિ ઘડી કાઢવામાં કોમિન્ટર્નની કારોબારી સમિતિએ ખૂબ મદદ કરી. તેણે ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીને જાપાન-વિરોધી સામ્રાજ્યવાદ-વિરોધી રાષ્ટ્રીય મોરચાની સ્થાપના અંગે સલાહસૂચનો આપ્યાં.

એ વખતે ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીની અંદર પરસ્પર વિરોધી વહેણો નજરે પડતાં હતાં. ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીના સંયુકત સામ્રાજ્યવાદ-વિરોધી મોરચા માટેના સંઘર્ષથી તેની પ્રતિષ્ઠા તથા પ્રભાવમાં સરળતાથી વૃદ્ધિ થઈ. સામ્રાજ્યવાદ-વિરોધી મોરચામાં કિસાન સમુદાયો સૌથી મોટું પરિબળ બની રહેતા હોવાથી કિસાનપ્રજાની અંદર પાર્ટીની વધારે જોરદાર પ્રવૃત્તિ ઇષ્ટ તથા આવશ્યક લક્ષણ સમી હતી. પરંતુ ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીએ દક્ષિણનાં

---

* 'ઓક્ટોબર ક્રાંતિનું આંતરરાષ્ટ્રીય મહત્ત્વ', મોસ્કો, ૧૯૫૭, પૃષ્ઠ ૧૦.

ક્રાંતિકારી મથકો ગુમાવી દીધાં હતાં અને તેણે ઔદ્યોગિક કેંદ્રોને તજી દઈને ખૂબ દૂરના ગ્રામવિસ્તારોમાં સ્થળાંતર કર્યું હતું, એ હકીકતના પરિણામે પાર્ટી કામદાર વર્ગના સમુદાયોથી અળગી પડી ગઈ અને મુખ્યત્વે કિસાનોની પાર્ટી બની ગઈ. આ સદીના ચોથા દાયકામાં ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીના ૯૦ ટકા સભ્યો કિસાનો હતા. પાર્ટીમાં કિસાન સમુદાયોના પ્રાધાન્યના પરિણામે નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રવાદી લાગણીઓ ઉદ્‌ભવ પામી, માઓ ત્સે-તુંગ તથા તેના સમર્થકો એવી લાગણીઓના પ્રવકતાઓ હતા. તેમણે એ વહેણોનો ઉપયોગ ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની પોતાના હાથમાં લઈ લેવા માટે કર્યો. ચીનની કોમ્યુનિસ્ટ પાર્ટીના વિકાસનાં હાનિકારક પાસાં કોમિન્ટર્ને પારખી લીધાં અને એ વહેણોને ખતમ કરવામાં મદદ આપવાની કોશિશ કરી.

સામ્રાજ્યવાદ-વિરોધી મોરચાની નીતિથી હિંદુસ્તાનમાં રાષ્ટ્રીય મુકિત આંદોલન વધારે જોરદાર બન્યું. સામ્યવાદીઓ ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસ સંસ્થામાં જોડાઈ ગયા. તેના પરિણામે રાષ્ટ્રીય મૂડીદાર વર્ગની એ પાર્ટીમાં પ્રબળ ઉદ્દામ પાંખ અસ્તિત્વમાં આવી. સંયુકત ટ્રેડ-યુનિયનો તથા દેશવ્યાપી કિસાન સંગઠનનું પીઠબળ ધરાવતી એ ઉદ્દામ પાંખે રાષ્ટ્રીય મુકિત આંદોલનના કાર્યક્રમ તથા વિકાસ ઉપર સારી પેઠે પ્રભાવ પાડયો.

પ્રજાકીય તથા સામ્રાજ્યવાદ-વિરોધી મોરચાની નીતિને કારણે લેટિન અમેરિકાની કામગાર જનતાએ મહત્ત્વની સિદ્ધિઓ હાંસલ કરી.

૧૯૩૬માં ચીલીમાં વસતિનાં તમામ પ્રગતિશીલ પરિબળોની એકતા સાધતો પ્રજાકીય મોરચો રચવામાં આવ્યો. તેની રચનામાં કોમ્યુનિસ્ટ પાર્ટીએ સક્રિય ભાગ લીધો હતો. ત્યાં પ્રત્યાઘાતી બળોની લશ્કરી-ફાસીવાદી સરમુખત્યારી સ્થાપવાની યોજનાઓને નાકામયાબ બનાવી દેવામાં આવી અને ૧૯૩૮માં પ્રજાકીય મોરચાની સરકાર સત્તા પર આવી. ચીલીની કામગાર જનતાએ કેટલીક સામાજિક-આર્થિક સિદ્ધિઓ હાંસલ કરી. પરંતુ પ્રજાકીય મોરચાની કમજોરી એ હતી કે તેમાં કામદાર વર્ગે આગેવાનીની ભૂમિકા નહોતી ભજવી. એ વખતે આર્જેન્ટીના તથા ક્યુબામાં ઉદ્દામ બળોના બહોળા મોરચા અસ્તિત્વમાં આવ્યા. ચોથા દાયકામાં મેક્સિકોની કામગાર જનતાના સામ્રાજ્યવાદ-વિરોધી સુધારાઓ માટેના સંઘર્ષમાં પ્રજાકીય મોરચાની નીતિએ મહત્ત્વની ભૂમિકા ભજવી.

નવા વિશ્વયુદ્ધના વધતા જતા જોખમને લીધે કોમિન્ટર્નની સમક્ષ અસાધારણ જટિલ કર્તવ્યો ઉપસ્થિત થયાં. ૧૯૩૬માં જર્મની તથા ઇટાલીએ

બર્લિન-રોમ "એક્સિસ"ની સ્થાપના કરી. નવેંબરમાં જાપાન તેઓની સાથે જોડાઈ ગયું અને એ ત્રણ રાજ્યોએ સોવિયેત યુનિયનની વિરુદ્ધ તેમ જ આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય તથા રાષ્ટ્રીય મુકિત આંદોલનોની વિરુદ્ધ લક્ષ્યાંકિત કોમિન્ટર્ન-વિરોધી કરાર નામે ઓળખાતી સમજણ વિધિસર કરી લીધી. એ કરાર સંસ્થાનોની પુનર્વહેંચણીનું તેમ જ યુરોપ તથા એશિયામાં આખેઆખા દેશો તથા પ્રજાઓને ગુલામીમાં જકડી લેવાનું લક્ષ્ય પણ ધરાવતો હતો.

એવા સંજોગોમાં કોમિન્ટર્ન શાંતિનાં સઘળાં બળોની જમાવટનું કાર્ય બમણી સ્ફૂર્તિથી કરવા લાગી. ૧૯૩૬ના સપ્ટેંબરમાં બ્રસેલ્સ ખાતે આંતરરાષ્ટ્રીય શાંતિ કોંગ્રેસ ભરવામાં આવી. તેમાં ૩૫ દેશોના ૪૫૦૦ ડેલિગેટોએ ભાગ લીધો. સામ્યવાદીઓએ કોઈ અલગ કાર્યક્રમ કોંગ્રેસમાં રજૂ ન કર્યો અને તેઓ સંમત થયા કે શાંતિના સઘળા પ્રમાણિક સમર્થકોને સ્વીકાર્ય લક્ષ્યો સારુ લડત આવશ્યક છે. કોંગ્રેસે ચાર મુદ્દાનો મુખ્ય કાર્યક્રમ ઘોષિત કર્યો: ૧) સંધિઓની અનુલ્લંઘનીયતા, ૨) શસ્ત્રોમાં ઘટાડો અને તેની મર્યાદાનું, ૩) સામૂહિક સલામતી અને લીગ ઓફ નેશન્સને વધારે મજબૂત બનાવવાનાં પગલાં, ૪) કદાચ યુદ્ધ શરૂ કરાવી દે એવી આંતરરાષ્ટ્રીય તંગદિલીને ખતમ કરી નાખવાની અસરકારક પદ્ધતિનું લીગ ઓફ નેશન્સના માળખાની અંદર સર્જન. આંતરરાષ્ટ્રીય શાંતિ લોકમતનું આયોજન કરવાની દરખાસ્ત કરવામાં આવી હતી. કોંગ્રેસનાં પરિણામોએ સામ્રાજ્યવાદી આક્રમકોના — જર્મની, જાપાન, તથા ઇટાલીના — વિરોધી બળોની વધતી જતી સુગ્રથિતતાની સાબિતી પૂરી પાડી.

કોમિન્ટર્ને ફાસીવાદી આક્રમકોની યોજનાઓને ઉઘાડી પાડવાનું કાર્ય અણથક રીતે કર્યું, યુદ્ધના બે મુખ્ય અડ્ડાઓમાંથી — નાઝી જર્મની તથા સામ્રાજ્યવાદી જાપાનમાંથી — ઉદ્ભવ પામતું ખાસ જોખમ લોકસમુદાયોને સમજાવ્યું, અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓને દરેક દેશમાં શાંતિપ્રેમી બળોની એકતા સાધવાની નીતિ ઘડી કાઢવામાં તેમ જ આંતરરાષ્ટ્રીય શાંતિ મોરચાની રચના કરવામાં મદદ કરી. ફાસીવાદી સત્તાઓના આક્રમણની વિરુદ્ધ કદમ ઉઠાવવા કામગાર જનતાને જાગૃત કરનારું અત્યંત દૃઢનિશ્ચયી બળ કોમિન્ટર્ન તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓનું હતું.

કોમિન્ટર્નની નીતિ સોવિયેત યુનિયનના રૂપમાં પ્રબળ ભૌતિક આધાર ધરાવતી હતી. વિશ્વયુદ્ધનું જોખમ જેમ જેમ વધતું ગયું તેમ તેમ સોવિયેત

યુનિયનની શાંતિના ગઢ તરીકેની ભૂમિકા એકધારી વધતી ગઈ. વિશ્વ ક્રાંતિકારી આંદોલનનું ભાવિ હવે સોવિયેત યુનિયનને તથા સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીને વધારે મજબૂત બનાવવા ઉપર અગાઉના કોઈ સમય કરતાં વધારે અવલંબિત હતું. સોવિયેત જનતા એ ઐતિહાસિક જવાબદારી અંગે સભાન હતી અને તેણે પોતાના સમાજવાદી સમાજના નિર્માણના તેમ જ દેશની સંરક્ષણ શકિત વધારવાના પ્રયાસોમાં મુદ્દલ કચાશ ન રહેવા દીધી. સોવિયેત રાજ્યનું લશ્કરી તથા આર્થિક સામર્થ્ય અત્યંત વિશ્વાસપાત્ર ગેરંટી પૂરી પાડતું હતું કે ફાસીવાદી આક્રમકો જગતમાં સમાજવાદને નષ્ટ નહિ જ કરી શકે. સોવિયેત જનતા એવું સામર્થ્ય સિદ્ધ કરવાની બાબતને પોતાની પુનિત આંતરરાષ્ટ્રવાદી ફરજ ગણતી હતી.

એ સમય દરમિયાન કોમિન્ટર્ન તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓને પોતાની પ્રવૃત્તિઓમાં ઘણી મુશ્કેલીઓનો સામનો કરવો પડયો. ૧૯૩૮થી સ્પષ્ટ થઈ ગયું કે સામ્રાજ્યવાદી પ્રત્યાઘાત, ફાસીવાદ, અને જંગખોર બળો કામદાર વર્ગીય તથા લોકશાહીવાદી આંદોલનની ઉપર ધ્યાન ખેંચે એવા હુમલા ફરી વાર કરવા લાગ્યાં હતાં. મવાળપંથી સામાજિક-લોકશાહીવાદીઓ સંયુકત કામદાર તથા પ્રજાકીય મોરચાની નીતિ ઉપર વધારે ને વધારે પ્રહારો કરી રહ્યા હતા અને જે દેશોમાં પ્રજાકીય મોરચો અસ્તિત્વમાં હતો ત્યાં તેને ભીતરથી તોડી નાખવાની કોશિશ કરી રહ્યા હતા. સામ્રાજ્યવાદીઓની અંદર સોવિયેત-વિરોધી સમજણ થઈ ગઈ, અને તે ઝેકોસ્લોવાકિયાને છેહ દેતા તથા ફાસીવાદી આક્રમકોને સોવિયેત યુનિયન ઉપર હુમલો કરવાનું પ્રોત્સાહન આપતા મ્યુનિખ કરારમાં (સપ્ટેંબર, ૧૯૩૮) સચોટ રીતે વ્યકત થઈ. વિશ્વવ્યાપી સોવિયેત-વિરોધી સામ્રાજ્યવાદી મોરચાના જોખમને કારણે સોવિયેત યુનિયનને જર્મન સરકારની અનાક્રમણ કરારની દરખાસ્ત સ્વીકારી લેવી પડી.

સ્તાલિન અંગે વ્યકિતપૂજાની ભાવના અને તેના પરિણામ રૂપે સોવિયેત યુનિયન તેમ જ કોમિન્ટર્નમાં ઉદય પામેલી હાનિકારક પરિઘટનાઓને લીધે સામ્યવાદી આંદોલનમાં ચોક્કસ મુશ્કેલીઓ ઊભી થઈ. સમાજવાદી કાનૂનપદ્ધતિનાં ઉલ્લંઘનો અને ગેરવાજબી દમનનાં કૃત્યોથી સામ્યવાદી આંદોલનને ભારે નુકસાન પહોંચ્યું. એ વખતે પોલેન્ડની કોમ્યુનિસ્ટ પાર્ટીને બિનપાયાદાર આક્ષેપોને કારણે વિસર્જિત કરી નાખવામાં આવી હતી.

પરંતુ ફાસીવાદ તથા યુદ્ધની વિરુદ્ધ લડત ચલાવવા માટે લોકસમુદાયોની

જમાવટ કરવામાં કોમિન્ટર્ને ભજવેલી પ્રચંડ ભૂમિકાની ઉપર મુશ્કેલીઓ કે ગલતીઓ અંધકારનો પડદો ઢાંકી શકે એમ નથી. ૧૯૩૪થી ૧૯૩૯નાં વર્ષો દરમિયાન કોમિન્ટર્નની પ્રવૃત્તિઓથી, સંયુકત કામદાર તથા બહોળો પ્રજાકીય મોરચો રચવાના તેના પ્રયાસોથી, સામાજિક-રાજકીય મેદાનમાં કામદાર વર્ગની તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓની ભૂમિકા વધારવામાં તેમ જ જનતાનાં સામાન્ય રાષ્ટ્રીય હિતો માટેના સંઘર્ષમાં સર્વહારા વર્ગને અગ્રિમ બળ તરીકે સ્થાપવામાં ભારે મદદ મળી. એ વર્ષો દરમિયાન કેટલાય દેશોના જીવનમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓ મોટું રાજકીય ઘટક બની ગઈ અને તેઓએ વ્યાપક પ્રજાકીય ટેકો હાંસલ કરી લીધો. થોડાક અપવાદોને બાદ કરતાં, આખા જગતમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓ ઝડપથી વધારે તાકાતવાન બની રહી હતી.

કોમિન્ટર્ને ઘોષિત કરેલી અને સાંસ્થાનિક તથા પરાધીન દેશોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ અમલમાં મૂકેલી સંયુકત સામ્રાજ્યવાદ-વિરોધી મોરચાની નીતિ પીડિત દેશોમાં સઘળાં સામ્રાજ્યવાદ-વિરોધી બળોની જમાવટ કરવાની એકમાત્ર ખરી રીત અંકિત કરતી હતી. એ નીતિથી સંસ્થાનવાદીઓની વિરુદ્ધ સંઘર્ષના મોરચાને વિસ્તારવા તથા દૃઢ બનાવવામાં મદદ મળી અને રાષ્ટ્રીય મુકિત ક્રાંતિઓના ભાવી વિજય માટે જરૂરી પાયા નંખાયા.

ફાસીવાદ તથા યુદ્ધની વિરુદ્ધ સઘળાં ક્રાંતિકારી તથા લોકશાહીવાદી આંદોલનોની એકતા સાધવાની કોમિન્ટર્ન તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓની નીતિ ૧૯૩૪થી ૧૯૩૯ દરમિયાનની વર્ગ લડાઈઓથીયે વધી જાય એવું પ્રચંડ મહત્ત્વ ધરાવતી હતી. એ નીતિએ આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગ તેમ જ પીડિત પ્રજાઓને ફાસીવાદ તથા સામ્રાજ્યવાદનો હથિયારબંધ સામનો કરવા માટે, એ ઐતિહાસિક લડાઈમાં સોવિયેત યુનિયનની સાથે પ્રજાઓના સહકાર માટે, પૂર્ણ રૂપે તૈયાર કરી દીધાં.

## જનતાના ફાસીવાદ-વિરોધી સંઘર્ષની હરોળોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓની કૂચ

### કોમિન્ટર્નનું વિસર્જન

૧૯૩૯ના સપ્ટેંબરની પહેલી તારીખે પોલેંડની ઉપર નાઝી જર્મનીના હુમલાથી શરૂ થઈ ગયેલા બીજા વિશ્વયુદ્ધે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં અને વિશ્વ ક્રાંતિકારી પ્રક્રિયાના સંજોગોમાં પરિવર્તન આણી દીધું. બીજું વિશ્વયુદ્ધ એવા સમયે ફાટી નીકળ્યું કે જ્યારે મૂડીવાદનું વિશ્વવ્યાપી પદ્ધતિ તરીકેનું સ્વરૂપ ખતમ થઈ ચૂક્યું હતું. જગતનું પ્રથમ સમાજવાદી રાજ્ય સોવિયેત યુનિયન વધારે તાકાતવાન બની રહ્યું હતું, અને યુગનો મુખ્ય આંતરવિરોધ — વિકસતા સમાજવાદ અને મરણોન્મુખ મૂડીવાદ વચ્ચેનો વિરોધ — ઉગ્ર બની રહ્યો હતો. બીજા વિશ્વયુદ્ધનું વિશિષ્ટ લક્ષણ એ હતું કે ૧૯૧૪-૧૮ના યુદ્ધની જેમ તે કેવળ જગતની પુનર્વહેંચણી માટેની લડતને જ અંકિત નહોતું કરતું. નાઝી જર્મનીની આગેવાની હેઠળ ફાસીવાદી જૂથ જગતમાં વર્ચસ્વ જમાવવાનો અને આખેઆખી પ્રજાઓને ગુલામીમાં જકડી લેવાનો તથા નષ્ટ કરી નાખવાનો નિર્ધાર પણ ધરાવતું હતું. દુનિયામાં રાજકીય બળોની ચોક્કસ ગોઠવણી તથા ફાસીવાદી આક્રમકોની મુરાદો તથા યોજનાઓએ છેક આરંભથી જ ફાસીવાદની વિરુદ્ધ સમુચિત મુક્તિ જંગની શક્યતાઓનું વસ્તુગત અસ્તિત્વ નિર્ધારિત કરી દીધું હતું.

પરંતુ એ વસ્તુગત વહેણના વિરોધમાં બીજું એક વહેણ હતું. એ વહેણ પશ્ચિમી સત્તાઓનાં શાસક વર્તુળોની નીતિમાં વ્યક્ત થતું હતું. તેઓ પોતાના આંતર-સામ્રાજ્યવાદી પારસ્પરિક વિરોધોનું નિવારણ સોવિયેત યુનિયનના ભોગે કરવા માગતા હતા એટલે તેઓએ નાઝી જર્મનીની વિરુદ્ધ સક્રિય લડાઈ શરૂ ન કરી અને તેને સોવિયેત યુનિયનની ઉપર હુમલો કરવાનો પાનો ચડાવવાની પૂરી કોશિશ કરી. એ રીતે, બે વહેણો ચાલુ હતાં અને દરેક વહેણ યુદ્ધના સ્વરૂપ ઉપર ભિન્ન ભિન્ન પ્રભાવ પાડી રહ્યું હતું.

7*

બ્રિટન તથા ફ્રાંસની કોમ્યુનિસ્ટ પાર્ટીઓનું યુદ્ધ પ્રત્યેનું વલણ એ હકીકત ઉપર આધારિત હતું કે ઘણા દેશો તથા પ્રજાઓને ગુલામીમાં જકડી લેવા માગતા નાઝી જર્મનીએ યુદ્ધની શરૂઆત કરી છે, એટલે યુદ્ધને ખરેખરા ફાસીવાદ-વિરોધી રાષ્ટ્રીય મુકિત યુદ્ધમાં પલટાવી નાખવાની પૂરી કોશિશ આવશ્યક છે. કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ લોકસમુદાયોની જમાવટ કરવાની જહેમતો કરી અને શાસક વર્તુળોની ઉપર એવું દબાણ આણવાના પ્રયાસો કર્યા કે તેઓને ફાસીવાદ-વિરોધી યુદ્ધ કેવળ વાતોમાં જ નહિ પરંતુ કૃત્યોમાંયે લડવાની ફરજ પડે. યુદ્ધમાં બ્રિટિશ તથા ફ્રેંચ શાસક વર્તુળોની સામ્રાજ્યવાદી આકાંક્ષાઓ પ્રત્યે કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ નિર્દેશ કર્યો હતો ખરો, પરંતુ તેઓએ મૂડીદાર વર્ગનાં પ્રત્યાઘ'તી જૂથોના પ્રતિકારનું ન્યૂન-મૂલ્યાંકન કર્યું હતું. એ જૂથો યુદ્ધને ખરેખરું ફાસીવાદ-વિરોધી રૂપ નહોતાં આપવા માગતાં. હકીકતો વધારે ને વધારે સ્પષ્ટ રીતે જાહેર કરી રહી હતી કે બ્રિટિશ તથા ફ્રેંચ સરકારો ફાસીવાદની વિરુદ્ધ ખરું યુદ્ધ લડવાનો ઇરાદો નહોતી રાખતી. એ ઉપરાંત, ફ્રાંસમાં સામ્યવાદીઓની ઉપર પાશવી દમન વરસાવવામાં આવી રહ્યું હતું.

કોમ્યુનિસ્ટ પાર્ટીઓ તથા કોમિન્ટર્ને ૧૯૩૯ના ઑક્ટોબર તથા નવેંબરનાં નિવેદનોમાં પરિસ્થિતિની મુલવણી કરીને યુદ્ધને બન્ને પક્ષો તરફથી સામ્રાજ્યવાદી યુદ્ધ ગણાવ્યું અને સરકારોની પ્રત્યાઘાતી સોવિયેત-વિરોધી નીતિને વખોડી કાઢી. કોમિન્ટર્નની કારોબારી સમિતિ તરફથી યુદ્ધનું એવું મૂલ્યાંકન કરતી અપીલ ૧૯૩૯ના નવેંબરમાં જાહેર કરવામાં આવી હતી. એ મૂલ્યાંકનમાં મૂડીવાદી દેશોનાં શાસક વર્તુળોની સામ્રાજ્યવાદી આકાંક્ષાઓનો ઉલ્લેખ ભારપૂર્વક કરવામાં આવ્યો હતો ખરો, પરંતુ યુદ્ધનું છેક આરંભથી જ રાષ્ટ્રીય મુકિત યુદ્ધ તરીકેનું લક્ષણ ધ્યાનમાં નહોતું લેવામાં આવ્યું.

ફાસીવાદના આક્રમણનું વિસ્તરણ થયું, પશ્ચિમ યુરોપના દેશોને જર્મનીએ કબજે કરી લીધા, અને એ દેશોમાં જુલમ તથા લૂંટફાટનાં શાસનો સ્થાપવામાં આવ્યાં, એટલે ગુલામી લાદનારાઓની વિરુદ્ધ પ્રજાકીય પ્રકોપ વધી ગયો અને તેઓની સામે મક્કમ સંઘર્ષ લડવાની ઉત્તેજના તમામ ફાસીવાદ-વિરોધીઓમાં ફેલાઈ ગઈ. રાષ્ટ્રીય સ્વાધીનતા ગુમાવી બેસવાના જોખમનો તથા લોકસમુદાયોના દબાણનો પ્રભાવ શાસક વર્તુળોની ઉપર પણ પડયો, અને તેઓની અંદર હિટલર-વિરોધી વહેણની તરફેણમાં બળોની નવી ગોઠવણી શરૂ થઈ ગઈ. ફાસીવાદી આક્રમણ જેમ જેમ ફેલાતું ગયું તેમ તેમ યુદ્ધમાં

મુકિતના હેતુઓ વધતા ગયા અને યુદ્ધનું સ્વરૂપ જ વધારે ને વધારે પલટાતું ગયું.

નાઝી જર્મનીના કબજા હેઠળના દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓને પાઠવેલા આદેશમાં કોમિન્ટર્નની નેતાગીરીએ તેઓને રાષ્ટ્રીય સ્વાધીનતાની પુન:સ્થાપના તથા કામગાર જનતાનાં પ્રાણરૂપ હિતોની રક્ષા માટેના સંઘર્ષની આગેવાની કરવાની સલાહ આપી. કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ અત્યંત સુસંગત ફાસીવાદ-વિરોધી દેશાભિમાની બળ તરીકે પ્રતિકાર આંદોલનમાં તત્કાળ મહત્ત્વનું સ્થાન લઈ લીધું.

યુદ્ધના વિસ્તરણના સંજોગોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ મૂળગામી આંતરિક પુનર્ઘટના કરી અને સંગઠનનાં વધારેમાં વધારે કારગત રૂપો ઘડી કાઢયાં. સંગઠનનાં એ રૂપો પલટાયેલા સંજોગોને તેમ જ સંગઠનોની અધિકતમ કાર્યક્ષમતા સુનિશ્ચિત બનાવવાનાં કર્તવ્યોને અનુરૂપ હતાં.

૧૯૪૧ની વસંતમાં યુરોપનો મોટો ભાગ ફાસીવાદી ચડાઈખોરોની એડી તળે કચડાઈ ગયેલો હતો. દુશ્મનના તાબાના સઘળા પ્રદેશોમાં પ્રજાઓ ચડાઈખોરોની સામે બેરહમ સંઘર્ષ લડવા ખડી થઈ રહી હતી. યુદ્ધનું ઇનસાફી ફાસીવાદ-વિરોધી લક્ષણ સ્વાભાવિક રીતે જ વધારે ને વધારે સ્પષ્ટ બની રહ્યું હતું. યુદ્ધ રાષ્ટ્રીય મુકિતના તથા ફાસીવાદ વિરુદ્ધના યુદ્ધનું સ્વરૂપ વધારે ને વધારે પ્રમાણમાં ધારણ કરી રહ્યું હતું.

૧૯૪૧ની વસંત સુધીમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓ ફાસીવાદ-વિરોધી સંઘર્ષ માટે પ્રજાઓની એકતા સાધવાની દિશાનાં તેમ જ એ સંઘર્ષની ભાવિ સફળતાઓના પાયા નાખવાની દિશાનાં પ્રથમ મહત્ત્વનાં કદમો ઉઠાવી ચૂકી હતી. તેની સાથે સાથે, યુરોપની તેમ જ બાકીની દુનિયાની અટપટી પરિસ્થિતિ અને મુખ્ય મૂડીવાદી દેશોના શાસક વર્ગોની નીતિમાં ઝેરીલા સામ્યવાદ-વિરોધી તથા સોવિયેત-વિરોધી વહેણોના અસ્તિત્વને લીધે કોમિન્ટર્ન તથા કોમ્યુનિસ્ટ પાર્ટીઓને હિટલર-વિરોધી બળોનો બને એટલો અધિકતમ બહોળો મોરચો રચવા સારુ તમામ શક્યતાઓનો ઉપયોગ કરવામાં ચોક્કસ મુશ્કેલીઓનો સામનો કરવો પડયો.

નાઝી જર્મનીએ સોવિયેત યુનિયન પર આક્રમણ કર્યું ત્યારે બીજા વિશ્વયુદ્ધનો નવો તબક્કો શરૂ થઈ ગયો. યુદ્ધમાં સોવિયેત યુનિયનના પ્રવેશથી યુદ્ધના વિકાસની — હિટલર-વિરોધી જૂથની સત્તાઓ તરફથી લડવામાં આવતા મુકિતના ઇનસાફી યુદ્ધ તરીકેના વિકાસની — પ્રક્રિયા પરિસમાપ્ત થઈ.

રાજ્યો તથા પ્રજાઓની હિટલર-વિરોધી એકસંપીનો ઉદય થયો. તેમાં કેવળ સોવિયેત યુનિયન તથા દુશ્મનના કબજા હેઠળના દેશોની પ્રજાઓ જ નહિ પરંતુ સૌથી મોટાં મૂડીવાદી રાજ્યો બ્રિટન તથા અમેરિકા પણ સામેલ હતાં. અમેરિકા તથા બ્રિટનનાં શાસક વર્તુળોનો સારો એવો હિસ્સો પોતાની સામ્રાજ્યવાદી મુરાદો બર આણવાની કોશિશ કરતો હોવા છતાં અને સોવિયેત યુનિયન તથા નાઝી જર્મની એકબીજાની સામે લડીને કમજોર બની જાય એવી ઉમેદ ઉપર પોતાની ગણતરીઓ આધારિત રાખતો હોવા છતાં, વસ્તુગત દૃષ્ટિએ જોતાં યુદ્ધમાં બ્રિટન તથા અમેરિકાની સામેલગીરી ફાસીવાદના પરાજયમાં સહાયભૂત બની.

સોવિયેત યુનિયન ઉપર જર્મનીના હુમલા પછી કોમિન્ટર્નની કારોબારી સમિતિએ કોમ્યુનિસ્ટ પાર્ટીઓને પત્રો પાઠવીને નિર્દેશ કર્યો કે આ આક્રમણ કેવળ સમાજવાદી દેશ ઉપર જ નહિ પરંતુ જગતની સઘળી પ્રજાઓની આઝાદી તથા સ્વતંત્રતા ઉપર પણ ફટકો અંકિત કરે છે. કોમિન્ટર્નની કારોબારી સમિતિએ બધા દેશોના સામ્યવાદીઓને જર્મન તથા ઇટાલિયન ફાસીવાદી આક્રમકોની વિરુદ્ધ સંઘર્ષનો સંયુકત આંતરરાષ્ટ્રીય મોરચો રચવાની દિશામાં, એ આક્રમકોનો સામનો કરવા સારુ સઘળાં દેશાભિમાની બળોને જાગૃત કરવાની દિશામાં, કાર્ય કરવાની હાકલ કરી. હિટલર-વિરોધી એકસંપીના દેશોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ ફાસીવાદની વિરુદ્ધના અને પ્રજાઓની આઝાદી તથા સ્વતંત્રતા માટેના યુદ્ધમાં સક્રિય સામેલગીરીના કાર્યક્રમના આધારે જનતાના અધિકતમ બહોળા વિભાગોની એકતા સાધવાની દિશામાં સ્ફૂર્તિથી કામગીરી કરી. તેઓએ પોતપોતાના દેશોમાં સરકારો તરફથી નાઝી જર્મની તથા તેના મળતિયાઓને પરાજિત કરવાની દિશામાં ઉઠાવવામાં આવતાં કદમોને ટેકો આપ્યો અને બીજો મોરચો શરૂ કરાવવાની જોમદાર ઝુંબેશો ચલાવી.

ફાસીવાદીઓના કબજા હેઠળના દેશોમાં ચાલતો મુકિત સંઘર્ષ બીજા વિશ્વયુદ્ધની અદ્ભુત ઘટના અંકિત કરતો હતો. એ સંઘર્ષ ફાસીવાદી આક્રમકોની વિરુદ્ધ રાજ્યો તથા પ્રજાઓના યુદ્ધનું અવિભાજ્ય અંગ બની ગયો. ફાસીવાદની વિરુદ્ધ સમગ્ર પ્રજાના સંઘર્ષમાં કામદારો, કિસાનો, શહેરી મધ્યમ સ્તરો, તથા રાષ્ટ્રીય મૂડીદાર વર્ગના અમુક હિસ્સાએ ભાગ લીધો હતો. સાતમી કોંગ્રેસે નિરૂપિત કરેલો બહોળા ફાસીવાદ-વિરોધી મોરચાનો ખ્યાલ યુદ્ધની મુશ્કેલ પરિસ્થિતિમાં તેજસ્વી રીતે ખરો સાબિત થઈ ગયો.

ફાસીવાદ ઉપરના વિજયનાં મુખ્ય ઉપાદાનોમાંનું એક બની ગયેલા બહોળા રાષ્ટ્રીય મોરચાઓના સંઘટનમાં દરેક ઠેકાણે સામ્યવાદીઓએ પહેલકદમી કરી હતી. કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓની આગેવાની હેઠળ કામદાર વર્ગે રાષ્ટ્રીય મોરચાઓમાં અગ્રિમ ભૂમિકા ભજવી હતી. ફાસીવાદ-વિરોધી તથા દેશાભિમાની બળોની એકતા સાધતા રાષ્ટ્રીય મોરચા યુગોસ્લાવિયા, ફ્રાંસ, ઝેકોસ્લોવાકિયા, પોલેંડ, તથા દુશ્મનના કબજા હેઠળના અન્ય દેશોમાં સ્થાપવામાં આવ્યા હતા.

કોમ્યુનિસ્ટ પાર્ટીઓને પોતપોતાના દેશોમાં ફાસીવાદી ચડાઈખોરોની વિરુદ્ધ પ્રતિકાર આંદોલન વિસ્તારવાના તથા તમામ બળોની જમાવટ કરવાના પ્રયાસોમાં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ સતત મદદ કરતી રહી હતી. કોમિન્ટર્નની કારોબારી સમિતિએ પોલેંડના સામ્યવાદીઓને પોલીશ કામદાર વર્ગની માર્ક્સવાદી-લેનિનવાદી પાર્ટીની — પોલીશ કામદાર પાર્ટીની — પુનઃસ્થાપનામાં મદદ કરી હતી (૧૯૪૨ના આરંભમાં).

કોમિન્ટર્નની કારોબારી સમિતિએ કોમ્યુનિસ્ટ પાર્ટીઓને પ્રતિકાર આંદોલનની રણનીતિ તથા કાર્યનીતિ અંગે વ્યવહાર્ય સલાહસૂચનો આપ્યાં હતાં અને તેઓને મદદ કરવા માટે છાપામાર આંદોલનના અનુભવી સંગઠકો મોકલ્યા હતા. કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલે ફાસીવાદી જૂથના તથા ફાસીવાદી કબજા હેઠળના દેશો તરફ લક્ષ્યાંકિત વ્યાપક પ્રચારનું સંઘટન કર્યું હતું. એ કાર્યમાં રેડિયો પ્રચારને ખાસ સ્થાન આપવામાં આવ્યું હતું.

પ્રજાઓના ભાવિનો ફેંસલો સોવિયેત-જર્મન મોરચે, બીજા વિશ્વયુદ્ધના મુખ્ય મોરચે, થયો હતો. કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની હેઠળ સોવિયેત જનતા ભીષણ સંગ્રામમાં ટકી રહી એટલું જ નહિ પરંતુ તેણે મોસ્કોની લડાઈ દરમિયાન તેમ જ સ્તાલિનગ્રાદની દારુણ લડાઈ દરમિયાન ફાસીવાદી લશ્કરોને વિનાશક પરાજયો આપ્યા, સમગ્ર હિટલરપંથી યુદ્ધતંત્રને હચમચાવી દેનારા અને યુદ્ધના આખા ક્રમને પલટાવી નાખનારા પરાજયો આપ્યા. સોવિયેત જનતાના મહાન દેશાભિમાની યુદ્ધમાં તેમ જ સમગ્ર વિશ્વયુદ્ધમાં મૂળગામી પલટો શરૂ થઈ ગયો. યુરોપની પ્રજાઓને ફાસીવાદની ગુલામીમાંથી મુકત કરવાની ખરી સંભાવનાઓ ઉદય પામી.

એવા સંજોગોમાં કોમિન્ટર્ને કોમ્યુનિસ્ટ પાર્ટીઓને ફાસીવાદ-વિરોધીઓ તથા દેશાભિમાનીઓની એકતા સાધવાનું કાર્ય હજુ વધારે જોમથી કરવાની દિશામાં તેમ જ પોતાની લશ્કરી કામગીરીઓ વધારવાની દિશામાં અભિમુખ

કરી. કોમિન્ટર્નની કારોબારી સમિતિએ ફ્રેંચ કોમ્યુનિસ્ટ પાર્ટીને આપેલી સલાહમાં છાપામારો તથા ડે ગાલ આંદોલન વચ્ચે વધારે ગાઢ સહકાર સાધવાનું સૂચન કરવામાં આવ્યું હતું. ઈટાલિયન કોમ્યુનિસ્ટ પાર્ટીની બાબતમાં કોમિન્ટર્નની કારોબારી સમિતિએ શાંતિ સરકારની સ્થાપનાનું સૂત્ર ઉપયોગી ગણ્યું હતું. કારોબારી સમિતિએ જણાવ્યું કે એવી સરકાર જનતાની ઉપર આધાર રાખીને લશ્કરી કામગીરીઓ બંધ કરવાનાં જરૂરી તથા તાકીદનાં કદમો ઉઠાવી શકશે અને સુલેહ કરી શકશે. યુગોસ્લાવિયા, પોલેન્ડ, ગ્રીસ, આલ્બેનિયા, ફ્રાંસ, ઝેકોસ્લોવાકિયા, તથા અન્ય દેશોમાં પ્રતિકાર આંદોલનને ખૂબ પ્રવેગ આપવામાં આવ્યો હતો.

ચીનમાં જાપાની ચડાઈખોરોની સામે યુદ્ધ ચાલી રહ્યું હતું. ત્યાં કોમ્યુનિસ્ટ પાર્ટીએ મુકત પ્રદેશોને વિસ્તારવાની તથા હથિયારબંધ દળોને વધારે તાકાતવાન બનાવવાની જહેમત કરી. પરંતુ પાર્ટીની અંદર નેતાગીરીએ કોમિન્ટર્નની નીતિનું સમર્થન કરનારા અને માઓ ત્સે-તુંગને પ્રતિકૂળ પાર્ટી કાર્યકરોની કામગીરીની "પદ્ધતિ સુધારવાની" ઝુંબેશ ઉપર ધ્યાન કેંદ્રિત કર્યું હતું.

બર્મા, મલાયા, ઈન્ડોચાઇના, ઈન્ડોનેશિયા, તથા ફિલિપાઈન્સમાં જાપાની તથા બીજા સંસ્થાનવાદીઓ વિરુદ્ધ મુકિત સંઘર્ષ વિકાસ પામ્યો.

ફાસીવાદી જૂથના દેશોમાં ગેરકાનૂની કોમ્યુનિસ્ટ તથા અન્ય ફાસીવાદ-વિરોધી સંગઠનોએ પોતાની પ્રવૃત્તિને વધારે જોરદાર બનાવી. તેઓએ હિટલરપંથી ફાસીવાદ તથા તેના સંગાથીઓની સામે હિંમતભરી નિ:સ્વાર્થ લડત ચલાવી અને ફાસીવાદી યુદ્ધનું ગુનાહિત સ્વરૂપ ઉઘાડું પાડયું.

કોમ્યુનિસ્ટ તથા કામદાર પાર્ટીઓએ ફાસીવાદ સામેના યુદ્ધ દરમિયાન લોકસમુદાયોમાં પોતાનો પ્રભાવ સારી પેઠે વિસ્તાર્યો. કોમ્યુનિસ્ટ પાર્ટીઓનો વિકાસ, ફાસીવાદ-વિરોધી પ્રવૃત્તિના સવાલો અંગે ઝડપથી તથા કાબેલિયતથી નિર્ણયો કરવાની આવશ્યકતા, અને સામાન્ય રાષ્ટ્રીય હિતો માટેના સંઘર્ષમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓની ભૂમિકામાં વૃદ્ધિ — એ બધી બાબતોને કારણે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે અગાઉ કરતાં ઘણી વધારે સ્વતંત્રતા ધરાવવાનું તથા પહેલકદમી દાખવવાનું જરૂરી બની ગયું. ઘટનાઓનો ક્રમ બતાવી રહ્યો હતો કે કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ કામદારોની એકતા સાધવાના સંગઠનાત્મક રૂપ તરીકે વધારે ને વધારે કાલગ્રસ્ત બની રહી હતી. જેમ જેમ કામદાર વર્ગીય આંદોલન વૃદ્ધિ પામતું ગયું, તેનાં કર્તવ્યો વધારે જટિલ બનતાં ગયાં, અને સંઘર્ષના

સંજોગોમાં ભારે પરિવર્તન આવતું ગયું, તેમ તેમ કોમ્યુનિસ્ટ પાર્ટીઓને એક જ કેંદ્રમાંથી દોરવણી આપવાનું અશક્ય બનતું ગયું. ફાસીવાદ વિરુદ્ધ સંઘર્ષનાં હિતોએ ફાસીવાદ-વિરોધી તથા દેશાભિમાની બળોની એકતા તથા અધિકતર પ્રવૃત્તિના માર્ગમાંથી તમામ અવરોધો હઠાવી દેવાનું આવશ્યક બનાવી દીધું.

એ બધા સંજોગોને લક્ષમાં લઈને કોમિન્ટર્નની કારોબારી સમિતિના અધ્યક્ષમંડળે કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલના વિસર્જનની દરખાસ્ત રજૂ કરી. જે જે સાથીભાવી કોમ્યુનિસ્ટ પાર્ટીઓ કોમિન્ટર્નની કારોબારી સમિતિને સંદેશા પહોંચાડી શકી તે બધીએ દરખાસ્તને ટેકો આપ્યો. એટલે, ૧૯૪૩ના મે માસમાં કોમિન્ટર્નની કારોબારી સમિતિના અધ્યક્ષમંડળે કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલના વિસર્જનનો નિર્ણય લીધો. તેની સાથે સાથે જ, તરુણ સામ્યવાદી ઈન્ટરનેશનલની કારોબારી સમિતિના નિર્ણય મુજબ તરુણ સામ્યવાદી ઈન્ટરનેશનલની પ્રવૃત્તિઓ પણ બંધ કરી દેવામાં આવી.

ત્યાર પછીના ઘટનાક્રમે સાબિત કરી દીધું કે કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલના વિસર્જનનો નિર્ણય ખરો હતો અને વખતસર લેવામાં આવ્યો હતો. કોમિન્ટર્નના વિસર્જન પછી વિશ્વ સામ્યવાદી આંદોલનમાં ઓટ આવી જશે—એવી દુશ્મનોની આશાઓ રેતી પર બંધાયેલી પુરવાર થઈ. માર્ક્સવાદ-લેનિનવાદના આંતરરાષ્ટ્રવાદી સિદ્ધાંતને વફાદાર કોમ્યુનિસ્ટ પાર્ટીઓ ફાસીવાદ-વિરોધી તથા દેશાભિમાની બળોની એકતા સાધવાનું કાર્ય, ફાસીવાદને હરાવવાનું કાર્ય, અગાઉ કરતાંયે વધારે લચીલાઈ તથા સ્ફૂર્તિથી કરવા લાગી. કોમ્યુનિસ્ટ પાર્ટીઓની નીતિને પ્રજાઓની નિરંતર વધતી જતી માન્યતા મળતી રહી અને ફાસીવાદની સામે લડતા ઉત્કૃષ્ટ લડવૈયાઓ તેઓના સભ્યોમાં ઉમેરાયા. બીજા વિશ્વયુદ્ધની પૂર્વવેળાએ દુનિયામાં ૪૨૦૦૦૦૦ સામ્યવાદીઓ હતા, પરંતુ યુદ્ધ પૂરું થયું ત્યારે જગતમાં સામ્યવાદીઓની સંખ્યા ૨૦૦ ૦૦ ૦૦૦ સુધી પહોંચી ગઈ હતી. એ હકીકત સામ્યવાદી આંદોલનની—ફાસીવાદને પરાજિત કરવાના સંઘર્ષમાં માર્ગદર્શક પરિબળ તથા સંગઠક બની રહેલા સામ્યવાદી આંદોલનની—વધેલી પ્રતિષ્ઠા તથા તાકાતની સાબિતી પૂરી પાડતી હતી.

કોમિન્ટર્નની સરસ લેનિનવાદી પરંપરાઓ અને મહત્ત્વના વૈચારિક સિદ્ધાંતો તેના વિસર્જનથી અતીતમાં વિલીન નથી થઈ ગયાં. વિશ્વ સામ્યવાદી આંદોલન પર તેઓનો પ્રભાવ હજુ ચાલુ જ છે. લેનિનની આગેવાની હેઠળ સ્થાપવામાં આવેલી કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે પ્રક્રિયાઓના આરંભિક તબક્કાઓમાં માર્ગદર્શન પૂરું પાડ્યું, અને એ પ્રક્રિયાઓએ સામ્યવાદી આંદોલનને આપણા યુગનું સૌથી મોટું, સૌથી વધારે અધિકારિતા ધરાવતું, અને સૌથી વધારે સુસંગઠિત રાજકીય પરિબળ બનાવી દીધું છે.

એવો ઉલ્લેખ આવશ્યક નથી કે કોમિન્ટર્નના વૈચારિક તથા રાજકીય નિષ્કર્ષોને આજના સંજોગોમાં સીધી નકલ ઉતારીને યંત્રવત્ લાગુ ન જ કરી શકાય. પરંતુ સામ્યવાદી આંદોલનની સમક્ષ હાલ ઉપસ્થિત સમસ્યાઓમાંની ઘણીને કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે પરીક્ષણ કરીને ઉકેલી લીધી હતી. માર્ક્સવાદ-લેનિનવાદના સહિયારા ખજાનામાં, ક્રાંતિકારી સામ્યવાદી આંદોલનના વિશ્વવ્યાપી અનુભવમાં, કોમિન્ટર્નનું સર્જનાત્મક પ્રદાન કાયમી મહત્ત્વ ધરાવતા ઘણા નિષ્કર્ષો, વિધાનો, તથા અમલી કદમોમાં વ્યકત થયું છે:

—કોમિન્ટર્ને માર્ક્સવાદ-લેનિનવાદના આધારે આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગની ક્રાંતિકારી અગ્રિમ હરોળની એકતા સાધી. તેણે વર્ગસંઘર્ષના સિદ્ધાંત તથા અમલને સારી પેઠે અધિક સમૃદ્ધ બનાવ્યા અને વિશ્વ સર્વહારા ક્રાંતિનો ઝંડો લડવૈયાઓની નવી પેઢીઓને સુપરત કર્યો.

—કોમિન્ટર્ને માર્ક્સવાદી-લેનિનવાદી સિદ્ધાંતનું જતન કર્યું તથા તેને વિકસાવ્યો, અને સર્વહારા વર્ગ પોતાનાં ઐતિહાસિક લક્ષ્યો જેની સહાય વડે સિદ્ધ કરી શકે એવાં અગ્રિમ સંગઠનો તરીકે કોમ્યુનિસ્ટ પાર્ટીઓની વૈચારિક, સૈદ્ધાંતિક, તથા સંગઠનાત્મક મજબૂતીને પ્રવેગ આપ્યો. કોમ્યુનિસ્ટ પાર્ટીની ખરી નીતિ ઘડી કાઢવાના કાર્યમાં ઝડપથી પલટાતી જતી વાસ્તવિકતાના સર્જનાત્મક માર્ક્સવાદી-લેનિનવાદી પૃથક્કરણની ભૂમિકા તથા

મહત્ત્વને કોમિન્ટર્નના નિર્ણયોમાં પ્રદર્શિત કરવામાં આવ્યાં. કોમિન્ટર્ને નવા યુગમાં તકવાદના સારતત્ત્વને ઉઘાડું પાડયું અને માર્ક્સવાદ-લેનિનવાદની સુધારણાવાદી વિકૃતિઓની સામે સુસંગત લડત ચલાવી, સિદ્ધાંતના ક્ષેત્રમાં સઘળી દુવિધાઓની સામે લડત ચલાવી.

—કોમિન્ટર્ને ક્રાંતિકારી સિદ્ધાંતને પ્રતિપાદિત કરીને તથા વિકસાવીને સામ્રાજ્યવાદ, સર્વહારા ક્રાંતિઓ, તથા બે પદ્ધતિઓ વચ્ચેના સંઘર્ષના યુગમાં લાગુ કર્યો. એ સિદ્ધાંતમાં તડજોડની વિરુદ્ધ મક્કમ સંઘર્ષ, કામદાર વર્ગ તથા બીજા સઘળા કામગાર લોકો પ્રત્યે અડગ વફાદારી, તેઓનાં હિતોની સુસંગત રક્ષા, અને ઈજારદારીઓની સર્વશકિતમત્તાની વિરુદ્ધ કટ્ટર સંઘર્ષનો સમાવેશ થાય છે. કોમિન્ટર્ને કોમ્યુનિસ્ટોને સર્વહારા વર્ગ તથા સમગ્ર કામગાર જનતાની તાત્કાલિક પ્રાણરૂપ માંગો માટેની અડગ ખંતીલી લડતની સાથે આખરી લક્ષ્યની દિશાની આગેકૂચનો સમન્વય સાધતાં શીખવ્યું. ક્રાંતિકારી સિદ્ધાંતનું મુખ્ય અંતસ્તત્ત્વ મૂડીવાદી પદ્ધતિને નષ્ટ કરી નાખવા, સમાજવાદનું નિર્માણ કરવા, તથા ધીરે ધીરે સામ્યવાદમાં પહોંચી જવા માટે તમામ શકિતઓ તથા સાધનસંપત્તિનો ઉપયોગ કરવાનું છે.

—કોમિન્ટર્ને સર્વહારા આંતરરાષ્ટ્રવાદની પરંપરાઓને આગળ ધપાવી તથા વધારે ગહન બનાવી અને તેમાં નવું અંતસ્તત્ત્વ રેડયું, તેણે સર્વહારા વર્ગીય ઐક્યના સિદ્ધાંતો પ્રત્યે વફાદારીની પ્રાણરૂપ આવશ્યકતાને પ્રદર્શિત કરી, તેણે પાર્ટીઓની સમગ્ર સૈદ્ધાંતિક, વૈચારિક, તથા અમલી પ્રવૃત્તિમાં રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રવાદી હિતોની એકતા સુનિશ્ચિત બનાવવાની આવશ્યકતા પ્રદર્શિત કરી. કોમિન્ટર્ને બતાવ્યું કે સોવિયેત યુનિયનમાં નિર્મિત થઈ રહેલા સમાજવાદની રક્ષા તથા તેનું અધિકતમ સમર્થન આંતરરાષ્ટ્રવાદનું પરમ મહત્ત્વનું લક્ષણ છે.

—કોમિન્ટર્ને પોતાની સૈદ્ધાંતિક તથા અમલી પ્રવૃત્તિમાં શાંતિ માટેની લડત અને વિશ્વ ક્રાંતિકારી પ્રક્રિયા વચ્ચેના અતૂટ સંબંધોને પ્રદર્શિત કર્યા. શાંતિ માટે, રાષ્ટ્રોની સલામતી માટે, લશ્કરવાદની વિરુદ્ધ, આક્રમક સામ્રાજ્યવાદી યુદ્ધોની વિરુદ્ધ, સંઘર્ષની પરંપરાને, ક્રાંતિકારી સર્વહારા વર્ગીય આંદોલનની અંતર્ભૂત પરંપરાને, તેણે નવી ઉન્નત કક્ષાએ પહોંચાડી.

—કોમિન્ટર્ને ઑકટોબર ક્રાંતિ પછીના યુગમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓની રણનીતિ તથા કાર્યનીતિના મૂળભૂત સિદ્ધાંતો વિગતવાર ઘડી કાઢયા. ઐતિહાસિક પરિસ્થિતિમાં પરિવર્તન થાય ત્યારે ક્રાંતિકારી આંદોલનમાં ઊભી થતી નવી

સમસ્યાઓને ઉકેલવાની કાર્યપ્રણાલી તેના નિર્ણયોમાં નિરૂપિત કરવામાં આવી છે. ભિન્ન ભિન્ન તબક્કાઓમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓની રાજકીય નીતિ તથા કાર્યનીતિ ઘડી કાઢવા માટેના મૂળભૂત સિદ્ધાંતો તેના નિર્ણયોમાં સ્પષ્ટ રજૂ કરવામાં આવ્યા છે. એ સિદ્ધાંતોમાં નીચેની બાબતો સામેલ છે: સિદ્ધાંત અને અમલની એકતા; અમુક સમયની આવશ્યકતાઓને અધિકતમ પૂર્ણ રૂપે પ્રતિબિંબિત કરે એવાં કર્તવ્યો તથા સૂત્રોનું નિરૂપણ; વસ્તુગત પરિસ્થિતિ પલટાઈ જાય ત્યારે સૂત્રોમાં સમયસરનું પરિવર્તન; કાર્યનીતિમાં લચીલાઈ, અને સંઘર્ષનાં એવાં રૂપો તથા રીતો પસંદ કરવાની આવડત કે જે ચોક્કસ ઐતિહાસિક સંજોગોમાં, સંઘર્ષના ચોક્કસ તબક્કામાં, તથા વર્ગ પરિબળોની ચોક્કસ ગોઠવણીમાં વધારેમાં વધારે અસરકારક બની રહે.

—કોમિન્ટર્ને રાષ્ટ્રોના તથા સંસ્થાનોના સવાલ સંબંધી લેનિનવાદી સિદ્ધાંતને વિકસાવ્યો તથા અમલી રૂપમાં લાગુ કર્યો, સામ્રાજ્યવાદી સંસ્થાનવાદીઓની વિરુદ્ધ સંઘર્ષમાં મુકિતનાં બળોની સંભાવનાઓ તથા કર્તવ્યો નિરુપિત કર્યાં.

કોમિન્ટર્ને લેનિનના માર્ગદર્શન હેઠળ અને આગળ જતાં લેનિનના વિચારોને વિકસાવીને સામ્યવાદીઓની રાજકીય નીતિ, રણનીતિ, તથા કાર્યનીતિની સમસ્યાઓ અંગે પાયાના નિષ્કર્ષો તારવ્યા:

૧) મૂડીવાદના આધારોની ઉપર નિર્ણાયક હુમલા માટેની મહત્ત્વની પૂર્વાવશ્યકતા તરીકે કામદાર વર્ગની બહુસંખ્યાને ક્રાંતિના પક્ષે જીતી લેવી;

૨) કામદાર વર્ગીય આંદોલનમાંની ફૂટનો અંત આણવો અને દરેક દેશવિશેષમાં તથા દરેક ખાસ તબક્કે સંઘર્ષના વિશિષ્ટ સંજોગોને બંધબેસતાં રૂપોમાં (સંયુકત કામદાર મોરચો, સંયુકત ઔદ્યોગિક કે રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય ટ્રેડ-યુનિયન આંદોલનો, સામાન્ય અથવા ખાસ સવાલો અંગે કદમની એકતા, વગેરે) આંદોલનની એકતા સાધવી;

૩) દરેક મૂડીવાદી દેશમાં એવી જ રીતે વિશિષ્ટ પરિસ્થિતિની આવશ્યકતાઓને બંધબેસતાં રૂપોમાં (પ્રજાકીય મોરચો, ઈજારદારી-વિરોધી મોરચો, ઉદ્દામ પરિબળોની એકસંપી, વગેરે) કામદાર વર્ગ તથા કિસાનપ્રજાની, કામગાર જનતાના સઘળા વિભાગોની, એકસંપી સાધવી;

૪) રાષ્ટ્રીય સ્વાધીનતા તથા સામાજિક પ્રગતિ માટે લડતા દેશોમાં સઘળાં દેશાભિમાની સામ્રાજ્યવાદ-વિરોધી પરિબળોની એકતા સાધવી (સામ્રાજ્યવાદ-વિરોધી સંયુકત મોરચો);

૫) વિશ્વ ક્રાંતિનાં સઘળાં ઘટકોનાં — વિજયી સર્વહારા વર્ગનો દેશ, મૂડીવાદી દેશોમાંનું ક્રાંતિકારી આંદોલન, અને પીડિત પ્રજાઓના મુકિત સંઘર્ષનાં — કદમોની એકતા સાધવી;

૬) સર્જનાત્મક માર્ક્સવાદ-લેનિનવાદના આધારે કોમ્યુનિસ્ટ પાર્ટીઓની વૈચારિક, રાજકીય, તથા સંગઠનાત્મક શકિતમાં વૃદ્ધિ સાધવી, તમામ તકવાદ તથા મતાંધતાને દૃઢતાથી પરાજિત કરી દેવાં, રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય પાયા પર સામ્યવાદીઓની મક્કમ એકતા સિદ્ધ કરવી.

કોમિન્ટર્નનો લેનિનવાદી પરંપરાઓ પર આધારિત અને ગલતીઓ તથા આત્મનિષ્ઠતાથી મુકત બહુમુખી ઐતિહાસિક, સૈદ્ધાંતિક, તથા રાજકીય અનુભવ સર્વોચ્ચ વૈચારિક મૂલ્ય ધરાવે છે. તે સમગ્ર સાંપ્રત સામ્યવાદી આંદોલન માટે ખજાના સમો છે અને શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય સ્વાધીનતા, સમાજવાદ, તથા સામ્યવાદ માટેના સંઘર્ષના મહાન ધ્યેયને ઉપકારક છે.

સામ્યવાદી આંદોલન વિકાસ પામીને આપણા યુગનું અધિકતમ પ્રભાવી રાજકીય પરિબળ બની ગયું છે. વિશ્વ સમાજવાદી પદ્ધતિ — આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગનું સર્જન — વિશ્વ ઈતિહાસ ઉપર નિરંતર અધિક પ્રબળ પ્રભાવ પાડી રહી છે. મૂડીવાદી જગતમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓ નિરંતર વધતી જતી સક્રિય રાષ્ટ્રીય રાજકીય ભૂમિકા ભજવી રહી છે. નવા સંજોગોમાં કામદાર વર્ગીય આંદોલનની અંદર વધારે મજબૂત તથા વધારે બહોળા આંતરરાષ્ટ્રીય સંબંધો આવશ્યક છે; સામ્રાજ્યવાદનો સામનો કરવામાં, શાંતિને સુનિશ્ચિત બનાવવાનાં તાકીદનાં કર્તવ્યો પાર પાડવામાં, લોકશાહીના રક્ષણ તથા વિસ્તરણમાં, અને સમાજવાદની દિશાની આગેકૂચમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓનાં સંયુકત કદમો આવશ્યક છે.

દરેક પાર્ટી સહિયારાં આંતરરાષ્ટ્રવાદી કર્તવ્યો પાર પાડવામાં ભાગ લે છે, દરેક પાર્ટી કામદાર વર્ગને, પોતાના દેશની જનતાને, તેમ જ સમગ્ર આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય તથા સામ્યવાદી આંદોલનને જવાબદાર છે.

કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલના વિસર્જનથી એક જ કેંદ્રના માળખાની અંદર આંતરરાષ્ટ્રીય સંબંધોનાં પુરાણાં રૂપોનો વિલય અંકિત થયો હતો. ક્રાંતિકારી પ્રક્રિયા જેમ જેમ વિકાસ પામતી જાય છે તેમ તેમ પાર્ટીઓની અધિકતર સ્વતંત્રતાને તથા તેઓની વધેલી ઐતિહાસિક જવાબદારીને પ્રતિબિંબિત કરતાં આંતરરાષ્ટ્રીય આંતરસંબંધોનાં નવાં રૂપો નિરંતર ઉદ્ભવ પામતાં રહે છે. અનુભવોની આપલે, સહિયારા હિતના સવાલો અંગે દ્વિપક્ષી

તથા બહુપક્ષી સંમિલનો તથા મસલતો, કોમ્યુનિસ્ટ પાર્ટીઓનાં પ્રાદેશિક સંમેલનો, યુરોપના સમાજવાદી દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓનાં તેમ જ મૂડીવાદી દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓનાં સંમેલનો, સમગ્ર યુરોપની કોમ્યુનિસ્ટ પાર્ટીઓનાં તેમ જ લેટિન અમેરિકી દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓનાં સંમેલનો — સંપર્કોનાં એ બધાં નવાં રૂપોએ બહોળો વ્યાપ ધારણ કરી લીધો છે.

વર્તમાન સમયના સંજોગોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓની આંતરરાષ્ટ્રીય મિટિંગો આંતરરાષ્ટ્રીય સંબંધોનું સર્વોચ્ચ રૂપ અંકિત કરે છે. એવી ત્રણ મિટિંગો ૧૯૫૭, ૧૯૬૦, તથા ૧૯૬૯માં થઈ ચૂકી છે. એ મિટિંગોમાં સામૂહિક રીતે વિશ્વ સામ્યવાદી આંદોલનની સામાન્ય નીતિ ઘડી કાઢવામાં આવી હતી અને શાંતિ, લોકશાહી, રાષ્ટ્રીય સ્વતંત્રતા તથા સમાજવાદ માટેના સંઘર્ષમાં આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનનાં કર્તવ્યો નિર્ધારિત કરવામાં આવ્યાં હતાં. ૧૯૬૯ની મિટિંગમાં વિશ્વ સામ્યવાદી આંદોલનની એકતા તથા ઐક્યને માર્ક્સવાદ-લેનિનવાદના સિદ્ધાંતોના આધારે મજબૂત બનાવવાની દિશામાં મોટું આગેકદમ ઉઠાવવામાં આવ્યું હતું.

સહિયારા દુશ્મનની, સામ્રાજ્યવાદ તથા પ્રત્યાઘાતની, વિરુદ્ધ સંઘર્ષમાં સાથીભાવી માર્ક્સવાદી-લેનિનવાદી પાર્ટીઓનું આંતરરાષ્ટ્રીય ઐક્ય, પરસ્પર અનુભવોની આપલે, સહિયારા હિતના સવાલો અંગે દ્વિપક્ષી તથા બહુપક્ષી સંમિલનો તથા મસલતોના આધારે કોમ્યુનિસ્ટ પાર્ટીઓનો વિકસતો સહયોગ — વિશ્વ સામ્યવાદી આંદોલનની તાકાતનો મુખ્ય સ્રોત છે.

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.


પ્રગતિ પ્રકાશન

૨૧, ઝુબોવ્સ્કી બૂલવાર

મોસ્કો (સોવિયેત સંઘ)

